४४७८

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

प्राचीनकाव्यमाळा.

ग्रंथ १८

प्रेमानंदकृत.

# मार्कंडेयपुराण.

भाग ३ जो.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬-૪૭ સન ૧૮૯૦-૯૧.
કીમત રૂ ૧-૦-૦

Under the liberal patronage cf

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

Vol. XVIII.

## POET PREMANAND'S MARKANDEYA PURAN

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1890-91.

Price Re 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથ્વી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે: પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાંતિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજાતુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે, એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રામાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરારાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઈ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઈરેકટર ઑફ વર્નાક્યૂલર ઈન્સ્ટ્રકશન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારિકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂં ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઈ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઈ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

> Poetry is itself a thing of God;
> He made his prophets poets, and the more
> We feel of poesy do we become
> Like God in love and power.

BAILEY

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વિર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે:—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણુને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણુને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાં કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્થંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ-શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણુસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બહાદુર મણિભાઇ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ એ. એલ. એલ. બી.

ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ એલ. એલ. બી.

રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.

રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિં-દદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબં-ધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફથી છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જરકવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્‌ ૧૯૪૬ ના વૈશાખ સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન ૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.

માર્કંડેય પુરાણના પહેલા ભાગમાં હરિશ્ચંદ્રનું અને બીજામાં મદાલસાનું આખ્યાન જ્યારે વાંચનારનાં ચિત્તને આકર્ષે છે ત્યારે આમાં મદાલસાના પુત્ર અલર્કનું આખ્યાન પણ તેમને ઘણું મનોહારી લાગશે. અલર્કને તેની માતા મદાલસાએ વ્યવહાર જ્ઞાન આપ્યું હતું તથાપિ તે જાણતી હતી કે જ્યાંસુધી વ્યવહાર ઠીકે ઠીક ચાલેછે ત્યાંસુધી તો તેના ચલાવનારના દિવસ એક ક્ષણની પેઠે આનંદમાં વીતી જાય છે. પણ સંસારચક્રના બધાજ આરાઓ સુખનો લાભ આપનારા નથી હોતા; તેના ભ્રમણક્રમમાં તેઓ એવા આરા મનુષ્યના ઉપર લાવી મૂકે છે કે જેનાદબાણથી તે દુઃખના બોજાતળે દબાઈ પણ જાય છે. એ વખતે તેની એક ક્ષણ સો વરસ જેટલી જાય છે. આવા સંસારના વારાફેરામાં મનને શાંતિ રહેવા માટે મદાલસાએ દીકરાને કાંઇ આપ્યું હતું કે ? હા, તેણે એક વીંટી આપી હતી અને આપત્કાળમાં તે ઉઘેડી જોવા પોતાના પુત્રને કહ્યું હતું, તે આપણે મદાલસા આખ્યાનના અંતમાં વાંચી ગયા છીએ. અલર્કઆખ્યાનની વસ્તુસંકળનાનું એ વીંટી બીજ છે. અલર્કને રાજ્યભોગમાં ડૂબી ગયેલો જોઈ તેનું પારલૌકિક હિત ચિંતવનાર તેનો વડો ભાઇ સુબાહુ જે મુક્ત દશામાં વનમાં રહેલો હતો તેણે તેને રાજ્યભોગમાંથી છૂટો કરવાને જ્યારે બીજો માર્ગ ન જોયો ત્યારે કાશી રાજા પાસે તેના દેશ પર ચઢાઈ કરાવી અને અલર્કને જાગતો કર્યો. કાશી રાજા સાથે યુધ્ધ કરતાં ધન સેનાદિકનો વ્યય થઇ જવાથી ખેદ પામેલા અલર્કને માતાનું વચન યાદ આવવાથી તેની આપેલી ભેટનો ઉપયોગ કરવાનું ધારી તેણે વીંટી ઉખેડી અને તેમાંથી જે પત્ર નીકળ્યું તે તેણે વાંચ્યું. આ પત્રમાં અલર્ક જેવા રાજ્યભોગમાં પચી રહેલા પુરૂષને માટે ઘણો અસરકારક અને ઘટિત બોધ હતો. તેમાં લખ્યું હતું કે—

**શાર્દૂલવિક્રીડિત.**

**“ ભ્રાતા! સંગ તજો તમે સરવથા, જો તે ન ત્યાગી શકો,**
**તો તે સજ્જનનો કરો સમજીને, કષ્ટે ન ત્યારે ટકો;**

કામેચ્છા તજીને રહો સરવદા, જો તે તજાયે નહીં,
મુમુક્ષાપ્રતિ તો કરો, તરી જશો, છે ઔષધિ એ સહી."

કેવો ઉત્તમ અને શકય બોધ છે! પોતાની પ્રેમાળ માતાના આ બોધની અલર્કના મન ઉપર દૃઢ અસર થઇ અને તે સજ્જનનો સંગ કરવા ચાલ્યો. તેને દત્તાત્રેય યોગી મળ્યા તેમણે તેને યોગનો ઉપદેશ કર્યો તેથી કૃતકૃત્ય થયેલા રાજાએ કાશીરાજા અને સુબાહુને પોતાના નિરિચ્છ વર્તનથી પ્રસન્ન કર્યા. અલર્કમાં આવો જ્ઞાનનો પ્રકાશ ઉત્પન્ન કરીને સુબાહુ વનમાં ગયો. તથા કાશીરાજા પોતાની રાજધાનીમાં ગયો. તેમ અલર્કે પણ પુત્રને રાજ્ય સોંપી વન સેવ્યું.

અલર્ક આખ્યાનનો સાર ઉપર પ્રમાણે છે, પણ તેમાં જે યોગ સંબંધી માહિતી આપી છે તે ખરેખર જોવા જેવી અને સમજવા જેવી છે. હઠયોગ-પ્રદિપિકા જેવા એકાદ યોગના ગ્રંથની ગરજ સરે એટલું બધું એમાં ક્રમવાર અને ખુલાસાથી યોગનું વિવેચન કર્યું છે. શાસ્ત્રો વાંચવાથી જે તત્વજ્ઞાન થાય છે તેને પરોક્ષ જ્ઞાન કહે છે. વિષયવાસનાવાળા મનમાં એવું પરોક્ષજ્ઞાન સ્થિર થઇને બ્રહ્માનંદનું સુખ આપી શકતું નથી; કેમકે યોગ વગર ચિત્ત સ્થિર થતું નથી. આ ગ્રંથમાં એવી રીતે યોગનું પ્રયોજન વર્ણી તે પછી યોગ મેળવવાના ઉપાય બતાવ્યા છે. મનના ઉપર જીત મેળ-વવાને સાધન તરિકે આસન, પ્રાણાયામ, ધારણા, વગેરેનો ઉપયોગ થાય છે, એટલું કહ્યા પછી પ્રાણાયામ કેમ કરવા તેનો વિધિ, પ્રાણાયામનું ફળ, ધ્વસ્તિ, પ્રાપ્તિ, વગેરે ચાર મુક્તિ આપનારી અવસ્થા, યોગ સાધવાનો વિધિ, ધારણાનો વિધિ, યોગને અયોગ્ય દેશકાળ, યોગ સાધતાં ઉપજતા દોષ અને તેની શાંતિ કરવાના પ્રકાર, યોગની સિદ્ધિનું લક્ષણ, યોગના ઉપસર્ગ અને તેની શાંતિ, ધારણા અને લય, સિદ્ધિઓનું સ્વરૂપ, યોગીની ચર્યા, અરિષ્ટનું જ્ઞાન, વગેરે ઘણીક યોગને લગતી બાબતોનું સમજાય તેવું નિરૂપણ કરેલું છે. કેટલાક માણસો અમે યોગી છીએ અથવા અમે યોગસિદ્ધિ પ્રાપ્ત કરી છે એમ જણાવી અજાણ્યા લોકોને ઠગે છે તેમને માટે પ્રેમાનંદે આ ગ્રંથમાં કહેલું યોગીનું તથા સિદ્ધનું લક્ષણ જાણવા જેવું છે. તે લખે છે કે—

" ચાપલ્યતાનો નાશ ને, આરોગ્યતા અવિધાર;
અનિષ્ઠુરતા સુગંધિકને, લઘુ દીર્ઘ શંકા સાર.
એ ઉભય અલ્પજ માનવાં, પ્રસન્નતા ને કાંતિ;
સ્વર સ્વચ્છતાદિક યોગી કેરી, કહે સર્વે શાંતિ.
એ ગણાવ્યાં તે પ્રવૃત્તિનાં, પ્રથમ ચિન્હ જણાય;
યોગી વિષે એ મનાયે તવ, તેહ યોગી ગણાય.
પ્રાણી માત્ર પ્રીતિ કરે ને, પરોક્ષે ગુણગાન;
કોઈ પ્રાણી ભય ન પામે, જોઈ યોગી મહાન.
એ સિદ્ધિકેરી પ્રાપ્તિ કેરૂં, છે અનુત્તમ લક્ષણ;
અન્યને નવ યોગી કે'વો, હે નૃપતિ! અધક્ષણ.
અતિ ઉગ્ર ટાઢે તાપ તેવે, ઉપદ્રવ નવ થાય;
અન્યથી ભય નીપજે નહિ, તે સિદ્ધિપ્રાપ્ત કે'વાય.
ધનનિધિનો સંગ્રહ કરતા, યોગી નવ કે'વાય;
મધુકટુવક્તા નવ મનાયે, યોગી ગણના માંય.
યોગી એવા જેહ તે, માનવા ભ્રષ્ટાચારી;" ઈ૦

અલર્કનું આખ્યાન થઈ રહ્યા પછી માર્કંડેય અને ક્રૌષ્ટુકિના સંવાદ રૂપે સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેનું વર્ણન છે. સૃષ્ટિની ઉત્પત્તિના કથનમાં ધર્મ તથા અધર્મની પ્રજાઓનું રૂપક બહુ સુંદર છે. એક દુર્ગુણમાંથી બીજા દુર્ગુણો સ્વાભાવિક રીતે કેમ ઉપજે છે તથા પ્રત્યેક સદ્દગુણ કેવે રૂપે પરિણામ પામી કેવા ફળને આપે છે, એ વિષે એમાંથી બહુ ઉત્તમ બોધ મળે છે. અધર્મની સંતતિ વર્ણવતાં દુ:સહ તથા તેનાં પુત્ર પુત્રીઓનાં વિચિત્ર કર્મનું રૂપક બહુ રમૂજી છે. મનુષ્યોના હાથથી જે માઠાં કર્મ થાય છે, તેમાં કારણભૂત તેનો પોતાનોજ અનાચાર છે માટે તેણે પોતાના પ્રત્યેક કાર્યમાં પૂરતી સાવધાની રાખી વર્તવું; અને કોઇ મનુષ્યે કરેલાં સારા માઠાં કર્મનો કર્ત્તા તે ન છતાં તે દુ:સહની પ્રજામાંના કોઇની પ્રેરણાથી તેમ કરે છે માટે તેવા મનુષ્ય ઉપર બીજાએ રીસરાગ ન કરવો, એવો ઉપદેશ તેમાં વ્યંગ્ય છે.

એ પછી સ્વાયંભુવ મનુ તથા તેના વંશનું વર્ણન છે અને ભૂમિનું તથા તે ઉપરના પર્વત, દેશ, નદીઓ વગેરેનું પણ પુરાણમાં કહેલું વર્ણન છે.

પ્રેમાનંદના જૂદાં જૂદાં આખ્યાનો જે આ ગ્રંથમાં આવેલાં છે તેનું કાવ્યરૂપે વિવેચન તે તે સ્થળે આપવામાં આવ્યું છે, માટે અહીં તેવું ને તેવું-જ વિવેચન કરી પિષ્ટપેષણ ન કરતાં ગ્રંથના વિષયનું દિગ્દર્શન કરાવી સંતોષ માનીએ છીએ.

# अलर्काख्यान.

## કડવું ૯૨ મું.

### રાગ ધનાશ્રી.

શ્રી ગુરૂ ગણપતિને લાગું પાયજી, સરસ્વતી કરજો સાંય જી;
કહું અલર્કની કથાય જી, થાય પ્રસન્ન સરસ્વતી માય જી. ૧

### ઢાળ.

પ્રસન્ન થાય પરમેશ્વરી તો, અલર્કના ગુણ ગાઉં;
સાહ્ય કરતા સરસ્વતી તો, શે રહે બીજે ધ્યાવું? ૨
બ્રહ્મતનયા કુમારિકા, સકળ તારે વશ;
હું સહી સેવા કરીશ માતા, કરી ઇંદ્રી વશે દશ. ૩
મારે ધન ધાન્ય પુત્ર ન જોઇએ, કે બીજું શુભ જેહ;
એક કૃપા હોયે માતની તો, કરૂં કવિતા નિઃસંદેહ. ૪
અલર્કને જ્યમ માતે શીખવ્યા, ગૃહસ્થકેરા ધર્મ;
હે મહામાયા માત જી, મુને કહે કવિતા પર્મ. ૫
પિતાને ત્રૂઠી માત મારી, તેણે કર્યાં નિગમ ચાર;
પ્રસન્ન થઈ મા વ્યાસને, તેણે કર્યાં પુરાણ અઢાર. ૬
એવા તેવા સર્વ માતા, થયા તારી કૃપાય;
શિર કર ધરો મા કૃપા કરીને, કરી દાનેશ્વરી દયાય. ૭
હવાં માત પિતા વનમાં ગયાં, થયો અલર્ક ભૂપાળ;
તેણે પ્રજા સ્વકર્મનિષ્ઠાળુ પાળી, થઇ મહાદયાળ. ૮

---

૬ પિતાને—પિતામહને—બ્રહ્માને.

પ્રેમ જેવો પુત્ર પર, તેવો પ્રજા પર ધાર્યો;
ન્યાય પુત્ર ને પ્રજાકેરો, એક તો અવિધાર્યો. ૯
તેણે દુષ્ટ જમને દંડ દીધા, સાધુ પાળ્યા સર્વ;
આનંદ આણી યજ્ઞ મોટા, કર્યા વર્જીત ગર્વ. ૧૦
તે મહાબલિષ્ઠ પરાક્રમી ને, મહાત્મા ધર્માત્મા;
સમ્યક્ પથે વિચરનાર સુત, ઉપજાવિયો નિજ આત્મા. ૧૧
તેણે ધર્મથકી ધન મેળવ્યું, વળી અર્થવડે ધર્મ;
મેળવી શુભ રીત વર્ત્યો, કરી રૂડાં કર્મ. ૧૨
ધર્માર્થને વિરોધ નાવે, એમ કામકેલિ કરી;
મહિષી સંગે રંગ માણ્યો, વન ઉપવને ફરી. ૧૩
એ પ્રકારે ધર્મ અથ ને, કામ સેવ્યો સાર;
કર્યું પાલન પૃથ્વીનું વળી, થઈ નૃપ નિરધાર. ૧૪
એ મહાસુખની કરી ગણના, મહામુનિ વેદવ્યાસ;
સો વર્ષકેરા કાળને, એક દિન લખ્યો પ્રકાશ. ૧૫
એમ સર્વ સાધી વિષય માંહે, આસક્ત હુઓ રાય;
માતવચન વીસરી ગયો તે, વિષયકેરી માંય. ૧૬
યયાતિકેરૂં યૌવન જાતાં, ગ્રહ્યું સુતનું સાર;
છે અજિત વિષય વિષ સમો, તેને કોણ છે જીતનાર. ૧૭
ત્યમ અલર્ક નવ ધરાયો, તેમાં નહિ તેનો વાંક;
અજિત કામે કરી દીધા, મહામોટા રાંક. ૧૮
અલર્કકેરી પેર એ વિધિ, થઇ પૂરેપૂરી;
તે ધરાયો નહિ ધર્મ અર્થે, મનસા રહી અધૂરી. ૧૯

---

૧૧ પથે—રસ્તે. ૧૩ મહિષી—રાણી. ૧૫ સો ઈ૦—અર્થાત્ ઘણાં વર્ષ એક દિવસની પેઠે વીત્યાં.

૧૭ યયાતિ ઈ૦—યયાતિ નામે રાજાએ પોતાના પુત્ર પાસેથી યૌવન માગી લીધું હતું એવી કથા ભાગવત વગેરેમાં પ્રસિદ્ધ છે.

તે કામાસક્તિવાળો એ પ્રકારે, થઇ રહ્યો બે'બાકળો;
અજિતેંદ્રિય તે થતો ચાલ્યો, અતનુએ કર્યો આકળો. ૨૦
એવી દશા ભાઇની સાંભળી, સુબાહુ વશિયો વન;
તેણે તારવા નિજ ભ્રાતને, વિચારિયું ઘણું મન. ૨૧
જઇ શીખ દેવી તેહને, એટલે થાય કાજ;
વળી વિમાશણ થઇ, એથી તજે શું રાજ? ૨૨
જ્ઞાન બ્રહ્મનું દઉં બતાવી, કર્યો જ્ઞાની માએ પૂર;
તવ ગૃહસ્થધર્મનો વાદ કરશે, મહાશાણો શૂર. ૨૩
હું શ્લોક લખીને મોકલું, એ સમજશે સિદ્ધાંત;
રાણી આદિક દે ન તેને, વિચારતો એમ દાંત. ૨૪
ન થાય નિર્ણય એક તેને, તર્કતુરિએ બેસતાં;
પણ મહાજ્ઞાનીને કરે શું, તર્કતુરિ મહા છતાં. ૨૫
તેણે કર્યો નિશ્ચય એક ત્યાં, ભાઇનું વિચારી હિત;
હું મળું એના શત્રુને, મન લાગી રૂડી રીત. ૨૬
કોઇ નૃપ વિચાર્યો મનમાં, સુબાહુએ તે ઠાર;
ન દે ભાગ મારા રાજ્યનો, જણાવવો એ સાર. ૨૭
અલર્ક કરતાં મહાશૂરો, અને વાહનવાન;
આ સમય છે કાશીરાજા, મનાય મહાબળવાન. ૨૮
એમ વિચારી ચાલિયો તે, ગયો કાશીપુર;
જઇ મળ્યો કાશીરાજને તે, સત્ય શિરમણિ શૂર. ૨૯
રાજ્ય રીતે નમી તેને, વધ્યો મુખે વેણ;
અમ રાજ્યભાગ ન આપતો, અલર્ક થઇ દુઃખદેણ. ૩૦
સમજાવતાં સમજ્યો નહિ તે, તવ આવિયો તમ શર્ણ;

---

૨૦ બે'બાકળો—વિરહવ્યાકુળ. અતનુ–કામ.

જી રાજ્ય મારૂં અપાવિયે, નહિ તમ સમો કો ધર્ણું. ૩૧
રાયનો એ ધર્મ છે, તમો ધર્મના પ્રતિપાળ;
રાજ્ય મારૂં અપાવિયે, થઈ નૃપાળ દયાળ. ૩૨
બંધુકારણ મહાયોગી, વદે કેવા બોલ;
જ્ઞાની ને લ્યો ઓળખી, કરાય જ્ઞાની તોલ. ૩૩
કાશીરાજ સુણી વદ્યો, અરે એહના શા ભાર;
સૈન્ય સજ કરાવિયું, તપાશિયા ભંડાર. ૩૪
મોકલ્યો એક અલર્ક પાસે, પછે દાનો દૂત;
કે'વરાવ્યું આપ્ય તું, રાજ્યાર્ધ થઇને પૂત. ૩૫
સુબાહુ નામે ભ્રાત તારો, આવિયો મમ શર્ણું;
શરણાગતનું કરવું રક્ષણ, તેં સુણ્યું હોશે કર્ણ. ૩૬
સંદેશ લઇને દૂત ચાલ્યો, મળ્યો જઇ અલર્ક;
અક્ષરશઃ સહુ કહી દાખ્યું, રાખિયો નહિ ફર્ક. ૩૭
પણ ધર્મ જાણે રાજ્યનો તે, ડરે ડરવ્યો કેમ?
માનિયું નહિ વેણ તેણે, કહ્યું દૂતને એમ. ૩૮
જે વડભ્રાતા માહરો છે, તેહનો અપરાધ;
તેણે માગવો'તો મારી પાસે, રાજ્યકેરો આધ. ૩૯
પ્રીતિએ જો તેહ માગત, તો સરત કંઇ અર્થ;
પણ ભય બતાવ્યો મુજને, તેથી ગયું સહુ વ્યર્થ. ૪૦
કાશીરાજા હવાં સુણિયે, માહરો નિશ્ચય;
એક પાદપૂર પૃથ્વી ન આપું, જો થાય સર્વે લય. ૪૧
આવી દૂતે કહ્યું સર્વે, અલર્ક ભાખ્યો જેહ;
તવ કાશીરાજા બોલિયો, મન ઉપજ્યો સંદેહ. ૪૨
સુબાહુ જઇને માગ્ય તું, અલર્ક પાસે ભોમ;

૩૯ આધ—અર્ધભાગ.

જો નવ આપે તેહ તો, હું વળાવી દઉં વ્યોમ. ૪૩
તવ સુબાહુ કે' રાયજી, હું જાણું ક્ષત્રીધર્મ;
વાડવ વિના નવ કોઈ કરતા, યાચનાનાં કર્મ. ૪૪
ક્ષત્રીકેરો ધર્મ છે, કરવું પરાક્રમ પૂર;
હું ક્ષત્રી થઇ કયમ દ્વિજ થાઉં, શૂર ફીટી અશૂર. ૪૫
નથી સેના મુજકને, માટે આવિયો છું શર્ણ;
આશ્રય ન આપો તમે તો, હું લહી પામું મર્ણ. ૪૬
ઋતુધ્વજનો હું કુંવર, સુબાહુ મારૂં નામ;
સ્વામી આવ્યો શરણ તારે, કહે થાય ન કામ. ૪૭
તવ કાશીરાજે કા'વિયું, અલર્ક થા તૈયાર;
સેન સત્વર સોંઢિયું, અલર્કદેશ મોઝાર. ૪૮
કાશીરાજા સાથ જાતો, દેશ લેવા હાથ;
અલર્કકેરા ચાર ફોડયા, નીતિજ્ઞ કાશીનાથ. ૪૯
વળી સુહૃત્ ને પ્રધાનકેરી, રાખી મેળવી સા'ય;
જ્યમ કંટકે વન ગહન વીંટયું, ત્યમ દેશ વીંટયો રાય. ૫૦
સ્વાધીન કરી કંઇ પુર લીધાં, કંઈ ગઢી ને ગઢ;
પછે સેન વિસ્તર્યું રાયકેરૂં, વિસ્તરે જ્યમ વડ. ૫૧
વળી દુઃખ દેવા માંડિયું, સેનાપતિને તહીં;
કિલ્લાવાળા કંપિયા તે, નાસતા તહીં ને અહીં. ૫૨
કબજ કીધા તેહને નૃપ, પછે કરતો શુંય;
વનરક્ષકોને વશ કરી કે', ધન દેઉં હુંય. ૫૩
એમ ધનથી લુબ્ધ કરીને, કર્યા એવા વશ;
કીર્ત્તિવાળા કંઈકને ત્યાં, કર્યા વશ ભાખી યશ. ૫૪
પછે રાયકેરા ગુપ્ત જે જે, હતા સલાહકાર;

લાલચો દઈ કર્યા તેને, વશવર્તી સાર. ૫૫
આપિયું ધન કોઇને, વળી ભેદ રમિયો કોઇશુ;
સામ વિધિ કોથી કર્યો, કહ્યું રાજ્ય અર્ધું જોઇશુ. ૫૬
એ પ્રકારે સર્વ વિધિ, કાશીરાજે તો કર્યો;
અલર્ક કામાસક્ત તેણે, એક પંથ ન આદર્યો. ૫૭
જદા એવું થાતું ત્યારે, થયું ઓછું સેન;
પરરાજ્યની ચઢાઈ માથે, કષ્ટકેરાં ચેન. ૫૮
સેન જાતું રાખવાને, રાખવા અરિ વશ;
ભંડાર સર્વે કર્યા ખાલી, જે ભર્યા કસેકસ. ૫૯
તવ ભાન આવ્યું રાયને, શું ખાલી થયા ભંડાર!
અત્યંત અટવાયોથકો તે, કરે ખેદ અપાર. ૬૦
ચિત્તવ્યાકુળ ચતુરનું, લહી ચોદિશ શત્રુમાર;
શું કરવું તે ન સૂઝે, ભૂલ્યો રાજ્યધર્મ અવિધાર. ૬૧
કામ નાસે ભય દેખી, એહ ઉઘડ ન્યાય;
અર્થ અરિમાટે ગયો, થઈ શુદ્ધ રાયની કાય. ૬૨
તદા આપી સાંભરી, માત મુદ્રિકાય;
મદાલસાએ કહ્યું મુજને, સંભારજે દુઃખ થાય. ૬૩
સમય આવ્યો આ સહી, ગયું મુદ્રિકામાં મન;
ઉપદેશ માતાતણો સ્મરીને, શુદ્ધ કીધું તન. ૬૪
નાહી ધોઇ મુહૂર્ત જોઇ, તેડિયા દ્વિજરાજ;
સ્વસ્તિવાચન કરાવ્યા પછી, જોઇ મુદ્રિકા મહારાજ. ૬૫
તેને તપાસી તોડતાં, એક પત્ર નીકળ્યો જાણ;
સ્પષ્ટ વર્ણે લખ્યું તેમાં, કરી પૂર્ણ પ્રમાણ. ૬૬

---

૫૫ વશવર્તી—આધીન. ૬૩ માત—માતાએ. દુઃખ થાય—જ્યારે દુઃખ થાય ત્યારે.

તે જોઇ નૃપનાં રોમ કંપ્યાં, હર્ષે વિકાશ્યાં લોચન;
પત્ર આપ્યો પછે દ્વિજને, વાંચવા પાવન. ૬૭
લેખ લખિયો તેહ મધ્યે, એક મનહર શ્લોક;
વાંચતામાં દ્વિજ થાતો, તન મને અશોક. ૬૮
પછે બોલ્યો રાયશુ દ્વિજ, સુણો એકે ચિત્ત;
આ પત્ર માંહે ભર્યું જાણો, નવનિધિ નવનીત. ૬૯

## શ્લોક.

ભ્રાતા સંગ તમે તજો સરવથા, જો તે ન ત્યાગી શકો,
તો તે સજ્જનનો કરો સમજીને, કષ્ટે ન ત્યારે ટકો;
કામેચ્છા તજીને રહો સરવદા, જો તે તજાયે નહિ,
મુમુક્ષામતિ તો કરો તરી જશો, છે ઔષધી એ સહી. ૭૦

## રાગ ચાલતો.

શ્લોક આવો સાંભળીને, રાય કરતો પ્રશ્ન;
વળી શનૈ: શનૈ: શ્લોક સમજી, કરી તાતી તૃષ્ણ. ૭૧
શ્રેય નરનું શા વિષે છે, પૂછતો એમ રાય;
મુમુક્ષાએ માનતાં મન, દ્રઢ ગાંઠ તેણે થાય. ૭૨
મુમુક્ષાને માટ જોઇએ, સત્ પુરૂષનો સંગ;
તેહ મુજને મળે ક્યાંથી, એમ થયો ગતિભંગ. ૭૩
હે માત ! તેં સહુ સત્ય ભાખ્યું, પણ કરૂં ક્યાં સત્સંગ;
એમ મહાપીડાતોથકો તે, પડ્યો થઇને દંગ. ૭૪
દ્વિજે તેને વારિ છાંટી, ઉઠાડિયો તતકાળ;
સત્સંગ એવો હું બતાવું, ગુરૂદત્ત દયાળ. ૭૫

---

૭૦ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. મુમુક્ષા—મોક્ષની ઇચ્છા. ૭૧ શનૈ:શનૈ:—ધીમે ધીમે. તાતી—તીવ્ર.

જેણે દુઃખ ભાગ્યાં દેવનાં, કાર્ત્તવીર્ય કીધો શિષ્ય;
તું જઇ મળે જો તેહને તો, ભળી જાય ભવિષ્ય. ૭૬
ઠામ કેવે તે વસે છે, પૂછી લીધો પાર;
પછે નૃપવર ચાલિયો, ચમૂ પડી ચોધાર. ૭૭
લઇ લેશોતણી ચિંતા, નાશી ગઇ નિરધાર;
પણ બાંધી મૂઠી લાખની, ત્યમ રહ્યો ભારેભાર. ૭૮
પ્રધાને પુર રાખિયું, દાખિયું દૈન્ય ન જાણ;
કાશીરાજા નગર વીંટી, પાધર પડયો પ્રમાણ. ૭૯
પછે અલર્ક રાજા ગયો કરવા, સત્પુરૂષનો સંગ;
અસંગ ને અપાપ મા'ત્મા, ગુરૂદત્ત સુરંગ. ૮૦
એવા ગુરૂને જોઇને, કર્યો નૃપે જુહાર;
યથાયોગ્ય પૂજા કરીને, વદ્યો નૃપ નિરધાર. ૮૧
અહો બ્રહ્મન્ શરણાગતને, શરણદાતા શૂર;
કૃપા કરો મમ ઉપરે પ્રભુ, છું મહાપાપી પૂર. ૮૨
કામેચ્છાએ કંપિયો હું, સૂઝે ન કાંઇ પેર;
જીતાયલો છું ષટ્ અરિથી, વાળ્યું તેમણે વેર. ૮૩
તેવા દુઃખિયાકેરૂં દુઃખ, નિવારીએ ગુરૂદેવ;
હું મૂઢમતિ અજ્ઞાન બાળક, સાધી ન જાણું સેવ. ૮૪
ગુરૂ દત્ત તેની નમનતા જોઈ, વાણીમાં મીઠાશ;
એક તાળી લાગી જોઇને, વધ્યો વેણ ઉલ્લાસ. ૮૫
અહો રાજન્ કાપું અધુના, કર્મબંધન ક્રૂર;
કિંતુ કારણ કહે સાચું, પૂછું એ તું પૂર. ૮૬
માત્ર કરૂં હું એક પ્રશ્નજ, કરચ ઉત્તર તુંય;

---

૭૭ ચમૂ—સેના.

કયે કારણ કષ્ટ નિપજ્યું, તેહનું મૂળ શુંય. ૮૭
જડ કહેછે જનક પ્રત્યે, મતિમાન ભાખ્યા એમ;
તે પરથી રાજા મન વિચારે, ત્રિવિધિનાં દુઃખ તેમ. ૮૮
ત્રિવિધિનાં દુઃખતણાં સ્થાનક, વિચારતો વર મત્ય;
આત્માતણો વિચાર કરતો, કરી ગરવી ગત્ય. ૮૯
તે ઉદારકર્મી મહાધર્મી, ધીર વીર ધીમંત;
વિચારતો ઘણી વારથી, જેહ ગર્ભશ્રીમંત. ૯૦
તેણે આત્માવડે આત્માતણું, ચિંતન કર્યું સુજાણ;
પછે હાસ્ય કરી વધ્યો તે, પ્રકટ દાખી પ્રમાણ. ૯૧
હું જગતી જળ કે તેજ નહિ, નહિ સમીર કે આકાશ;
પણ એ તત્વ મળીને અંગ પ્રગટી, કરે સુખ દુઃખ પ્રકાશ. ૯૨
હવાં પે'લું તત્વ પૃથ્વી, કે વળી અનેક;
તે માંહી વધઘટ થાય જ્યારે, વીસરાય વિવેક. ૯૩
સુખ દુઃખની પ્રાપ્તિ એને, થવાથી નિરવાણ;
જો મુને સુખ દુઃખ નિપજે તો, કશી ભાખું વાણ. ૯૪
જ્યમ આ દેહમાં બે આવી લાગ્યાં, લાગશે અન્ય દેહ;
એહ નિરણય માહરો ગુરૂ, સત્ય નિઃસંદેહ. ૯૫
નિત્ય ને અણમાપ સત્તા, ધરે આત્માદેવ;
પંચતત્વ વધે ઘટે ત્યમ, નીચ ઉંચ દર્શે એવ. ૯૬
એમાં અને વળી દેહ આદિક-તણી મમતા વિન;
શુધ્ધ સ્વરૂપી આતમામાં, ફેર નથી કો દિન. ૯૭
પૃથ્વી આદિક તત્વની, આ તન્માત્રા જેહ;

---

૮૮ ત્રિવિધિનાં—ત્રણ પ્રકારનાં. અધ્યાત્મ, અધિભૂત, અને અધિદૈવ. ૯૨ જગતી—પૃથ્વી. સમીર—વાયુ. ૯૫ બે—સુખ દુઃખ. ૯૭ વિન—વિના.

તેથકી ઉદ્‌ભવ થયો મુનિ, શુધ્ધ સૂક્ષ્મદેહ. ૯૮
પણ તે માંહ્ય પાંચે ભૂતકેરી, ત્રિભાગ સત્તા આણ્ય;
એ અવલોકનાર જે આતમા, તેને દેહસુખદુઃખ ન જાણ્ય. ૯૯
તેહ આત્માને હવાં ગુરૂ, મન સંબંધવાળાં બેય;
સુખ દુઃખ શું બાધ્ય કરતા, ગુરૂ એવું કે'ય. ૧૦૦
તો તેહનો નિર્ણય કરૂં હું, સુણો ગુરૂદેવ;
મનસુખદુઃખ તે મનમાં વશ્યું, ધારી કરી અહમેવ. ૧૦૧
તેથી કરી નવ તેહ મુજને, કરી શકે ગુરૂ બાધ;
કાં કે ચિત્ત નથી ગુરૂદેવતા હું, સત્ય માનો સાધ. ૧૦૨
અહંકાર કે મન મતિ તેવો, નથી હું મહામુન્ય;
તેથી અંતઃકરણે ઉપજેલું, મુજ દુઃખ નહિ મુનિજન. ૧૦૩
તે અન્યનું એ રીત છે તો, મને બાધે કેમ?
હું અંગ કે માનસ નથી ગુરૂ, ટળ્યો મનનો વે'મ. ૧૦૪
ભિન્ન છું હું અંગ મનથી, ભલે થાઓ તેને દુઃખ;
અથવા તે મહામુનિ, ભલે ભોગવે સુખ. ૧૦૫
એમ થાતાં નવ મારૂં, કાંઇ જાયે સત્ય;
સમજિયો ગુરૂસંગથી હું, દીધી માયે મત્ય. ૧૦૬
આ અંગનો વડ ભ્રાત તે, ગુણ પ્રવૃત્તિએ કરી;
રાજ્યની ઇચ્છા કરે છે, દુઃખ તેમાં શું જરી. ૧૦૭
એ દેહ પંચભૂત સમૂહે, મળીને ઉદ્‌ભવ થયો;
સુખ દુઃખ શું મને સ્વામી, ગુણ અવગુણ શો ગયો? ૧૦૮

---

૯૮ તન્માત્રા—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. ૯૯ ત્રિભાગસત્તા—સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ ભાગની સત્તા. ૧૦૦ તેહ ઇ૦—હે ગુરૂ! હવે તે આત્મા અને મન, બેય સંબંધવાળાં છે, એ અન્વય.

આ દેહમાં જે વાસ વશિયો, તેહ સ્વામી હુંજ છું;
આ દેહ જૂદો જાણિયો મેં, હુંજ તે ગુરૂ તુંજ છું. ૧૦૯
નરને નથી હસ્તાદિ અવયવ, માંસ શોણિત કાંઇ નથી;
નાસા કે અસ્થિ નથી ગુરૂ, મારૂં મારૂં કરે મથી. ૧૧૦
હાથી ભાથી રેવંત ને રથ, ભંડાર ભર્યા ભૂમિમાં;
તે નથી કોઇ કોઇનું, મરવું ભલે ઝઝૂમીમાં. ૧૧૧
એમ છે તો ગુરૂ મારે, કહો શત્રુ કોણ છે;
દુઃખ આવી જે પડ્યું તે, સુખરૂપી ઓાણ છે. ૧૧૨
વા સુખ શો'ર ભંડાર મારે, વાજી વાહન કંઇ નથી;
સેન નથી ગુરૂ માહરી જ્યમ, તેહની કોણે કથી? ૧૧૩
જેમ નથી મારે નથી એને, તેમ કોઇને નહિ;
સારી રીતે સમજિયો હું, દૃષ્ટાંત તો આપું સહી. ૧૧૪
જ્યમ કમંડળ કે ઘટિયંત્રે, નભ રહ્યું દેખાય;
છે એક પણ અનેક રૂપે, એવું સહુ લેખાય. ૧૧૫
તે રીત સુબાહુ અને હું, કાશીરાય સમેત;
વળી અન્ય દેહે વાસ કરતાં, દેખાયે નાના હેત. ૧૧૬
એ શરીરને ભેદ કરી ગુરૂ, અમે સર્વે જાણ;
દર્શીએ અનેક ભાવે, સત્ય ગુરૂ સુજાણ. ૧૧૭
ઇતિ માર્કંડેય પુરાણે, પિતા પુત્રનો સંવાદ;
સપ્તત્રિંશોધ્યાય જેમાં, આત્માવિવેક વિવાદ. ૧૧૮

આ દેહ તે પુરાણી છે, પુરાણી છે આ દેહ;
માટે હું કહુંછું મને સર્વે, પુરાણી નિઃસંદેહ. ૧૧૯

---

૧૧૯ માટે ઇ૦—માટે હું મને (પોતાને) સૌ પુરાણી રૂપ કહુંછું, એમાં સંદેહ નથી.

### વલણ.

નિઃસંદેહ દઉંછું શીખ મુજને, પુરાણી શે પરજળો રે;
પ્રેમાનંદ પુરાણ જોઇને, કહે પુરાણી સાંભળો રે.　　　　૧૨૦

## કડવું ૯૩ મું.

### રાગ નટની દેશી.

જડ કે' સુણો જનકજ્ઞાની, કહું વાત વિજ્ઞાનની છાની;
તે મહાત્મા એવું પિછાની, નમ્યો દત્તગુરૂને માની.　　　　૧
કરી વિનયવડે પ્રણામ, નમ્ર થઇ બોલ્યો આમ;
હે બ્રહ્મન્ નહિ મને દુઃખ, યથાર્થ જોતાં કહું સુખ.　　　　૨
પણ જેને જોતા ઘટિત રીતે, તેહ આવે સુખ દુઃખ પ્રીતે;
ડૂબી રહે તે દુઃખાબ્ધિમાં, સુખ દુઃખકેરી લબ્ધિમાં.　　　　૩
જે તે પદાર્થે જાણ, થાય મમત્વબુદ્ધિ પ્રમાણ;
એ તે પદાર્થો સહુ, દુઃખકારી નીવડે બહુ.　　　　૪
એવું થાય નરને નિરવાણ, પણ સંશે એક સુજાણ;
ઘેર એક કુક્કુટ પ્રતિપાળ્યો, તેને માર્જારે ગુરૂ ટાળ્યો.　　　　૫
તેથી નીપજે જેવું દુઃખ, તેવું દુઃખ ન થાયે રૂખ;
મરે મારાપણ રહિત કોઇ પક્ષી, કલવિંક મૂષકને જાય ભક્ષી.　　૬
એ બેન મારે માર્જાર, નહિ ( તેનું ) દુઃખ કુક્કુટ સમું સાર;
જો કે હું નથી દુઃખી કે સુખી, કાં કે પર પ્રકૃતિથી છું રૂખી.　૭
હું જે ભૂતવડે ઉત્પન્ન, તેહ કરે પ્રસન્નાપ્રસન્ન;

---

૧૨૦ પુરાણી હું છું તો પુરાણીને ઉદ્દેશીને દીધેલી શીખામણ પણ મનેજ છે: નિઃસંદેહ ૪૦—૨૫૮ છે.

૩ લબ્ધિ—પ્રાપ્તિ. ૫ પ્રતિપાળ્યો—પાળ્યો. ટાળ્યો—મારી નાખ્યો.
૬ કલવિંક—ચકલી.

સુખ દુઃખ પમાયે તેણે, તવ આવું શે મોહને મેણે. ૮
ગુરૂદત્ત કે' હે નરવ્યાઘ્ર, સત્ય વદે તું સુત સાગ્ર;
છે એહ પ્રમાણે પૂર, નહિ કાંઇ મિથ્યા શૂર. ૯
મારૂં મારૂં ઘલાવે ધૂળ, ગુરૂદેવ કે' દુઃખનું મૂળ;
નહિ મારૂં એ નિવૃત્તિ મૂળ, એવાને લાગે ન કષ્ટનું શૂળ. ૧૦
મારા એક પ્રશ્નથી તુંને, જ્ઞાન ઉપજ્યું આનંદ હુંને;
મમ પ્રશ્ન મનન કરી બાળ, તેં ટાળી મમતારૂપી જાળ. ૧૧
મમતા રૂપિયું અર્કનું તૂલ, તેનું છેટે ઉરાડચું તેં મૂળ;
હુંપણ અંકુરે દ્રુમ નીપજ્યો, તેમાં સંસાર સારો પચ્યો. ૧૨
મમતારૂપી વૃક્ષનાં મોટાં ડાળ, લઘુશાખા ગૃહક્ષેત્ર વિશાળ;
જેહ વૃદ્ધિ પામી અપાર, (ફૂટ્યાં) પત્નીપુત્રપલ્લવ નિરધાર. ૧૩
ધન ધાન્યરૂપી મહાપત્ર, વધે અનેક કાળથી અત્ર;
પુણ્ય પાપરૂપી આવ્યાં ફૂલ, પુણ્ય તારે, કરે, પાપ ડૂલ. ૧૪
સુખ દુઃખરૂપી જેનાં ફળ, જેહ વાધે બળાબળ;
એમ વાધી વિસ્તરી તેણે, મુક્તિમાર્ગ રોકચો છે જેણે. ૧૫
તેનું મૂર્ખસંપર્કથી સિંચન, થાયે અલર્ક અનુદિન;
તે કર્મેચ્છાકૃત ભૃંગે પૂર, વીંટાઇ રહ્યો હે શૂર. ૧૬
એવો કર્મજ્ઞાનરૂપી મહાવૃક્ષ, જુવે જન ઉઘાડી ચક્ષ;
થાકયા ભવાબ્ધિમાં ફરી જેહ, લેતા આશ્રય તેનો તેહ. ૧૭
કાયા છાયાએ રાખે બળતી, તેને નિવૃત્તિ કયાંહી મળતી;
મહાજ્ઞાન અંતરનું કયાંથી, લાગ્યો કર્મેચ્છાએ જયાંથી. ૧૮

---

૯ સાગ્ર—બધું. ૧૨ અર્ક-આકડો. હુંપણ-અહંકાર. ૧૪ ડૂલ—ફોક—વ્યર્થ. ૧૬ મૂર્ખસંપર્ક—મૂર્ખનો સહવાસ. કર્મેચ્છા—કર્મ કરવાની ઇચ્છા. ભૃંગ—ભમરાવડે.

કિંતુ વિજ્ઞાની થાય તેહ, કહું સાંભળ્ય નિઃસંદેહ;
(જેણે)ધરી સત્સંગ પાષાણે સાર, તીક્ષણ કરી વિજ્ઞાનકુઠાર. ૧૯
તેવડે કાપ્યો મમતા વૃક્ષ, તેને આવે વિજ્ઞાનચક્ષ;
એવા જ્ઞાનીની ગતિ ભાખું, તેવાનું રે'ઠાણ દાખું. ૨૦
હિમરશ્મિ સમું શીતળ, રજથકી જોઇ વિમળ;
ષટ્ અરિકંટક રહિત, વસે બ્રહ્મવને આણી હિત. ૨૧
પામી વૃત્તિઓ જેમની નાશ, થયો નિવૃત્તિનો પ્રકાશ;
અહો રાજન્ તું વિચારે, પંચ ભૂતાત્મક દેહ ધારે. ૨૨
ઇંદ્રી સર્વ મળી રહી જેમાં, સૂક્ષ્મ શરીર ભળે છે તેમાં;
તે નથી તું કે હુંય, પછે કે'વું વધું શુંય. ૨૩
ઇંદ્રી તન્માત્રાકેરૂં જાણ, નથી સૂક્ષ્મ શરીર પ્રમાણ;
નથી અંતઃકર્ણ રૂપી એહ, તમે જાણો નિઃસંદેહ. ૨૪
પણ હે નૃપ તું ને હુંમાં, મુખ્યત્વ માન્યું શુંમાં;
તે તું કેમ ન જાણે બાળ, તુંને દાખું થઇ દયાળ. ૨૫
છે સર્વ સમૂહ ગુણાત્મક વર, ભાઇ ક્ષેત્રજ્ઞ તેથકી પર;
મચ્છર ને ઉમ્બર ફળ, શરકટ દાંડી મુંજ તું કળ. ૨૬
મત્સ્ય ને જળ એક જાણાય, તોય ભિન્નત્વે ભણાય;
તેહ રીતે હે નરપતિ, દેહ આત્માની જૂદી ગતિ. ૨૭
અલર્ક કહે અહો ભગવાન, તમારી કૃપાએ આવ્યું જ્ઞાન;
મુખ્ય ચિચ્છક્તિનો વિવેક, થાય તેવો જાણ્યો જ્ઞાનનો ટેક. ૨૮
ઉત્તમ જ્ઞાનદાને મમ ગુરૂ, થયું નિર્મળ હૃદે ઉરૂ;

---

૧૯ કુઠાર-કોહોવાડી. ૨૧ હિમરશ્મિ—ચંદ્ર. ૨૬ ગુણાત્મક—ગુણમય. ક્ષેત્રજ્ઞ—આત્મા. ઉમ્બર ફળ—ઉમૈડાનું ફળ. ૨૮ ચિચ્છક્તિ—ચેતન રૂપી શકિત.

કિંતુ ભરાયા વિષય જેમાં, જ્ઞાન સ્થિર ન થાયે તેમાં. ૨૯
તેમ સ્વભાવ સંબંધે જાતે, નવ જાણું ગુરૂ કશી વાતે;
ક્યમ પુનર્જન્મ ન થાયે મારો, અગુણ થાવા થાય વિચારો. ૩૦
થાય પરબ્રહ્મ સાથે એકપણું, વિચારૂં એવું ઘણું ઘણું;
અહો બ્રહ્મન્ કરૂં પ્રણામ, સ્વીકારો વિનતિ મારી સ્વામ. ૩૧
મેં વાંચ્છ્યાં તે સહુ આપો, અણમાપ તોયે ગુરૂ માપો;
વધુમાં સમજાવો યોગ, સમ્યક્ પ્રકારે નથી હું જોગ. ૩૨
પરંતુ અહો બુદ્ધિશાલી, મારી મતિ કહે ઇમ મા'લી;
કરે ગુરૂ સત્સમાગમ શુંય, તેહ વાર્ણી ન દાખું હુંય. ૩૩
નિશ્ચે નરને કરે ઉપકાર, જાણું એટલું હું મુરાર;
ઇતિશ્રીમાર્કંડેયપુરાણે, પિતાપુત્રસંવાદે પ્રશ્ન પ્રમાણે. ૩૪
અષ્ટત્રિંશોધ્યાય થયો પૂરો, નથી ભાવ રાખ્યો અધૂરો;
કર્યો પુરાણીએ ઉપકાર, જશે મારૂં તારૂં નિરધાર. ૩૫
ગાંગડું તો નવ બફાય, સારૂં અન્ન સર્વ રંધાય;
તેમ પુરાણીને પ્રતાપ, ઓળખીશું આપને આપ. ૩૬
ભલે પુરાણી નવ થાય પૂરા, રહે ભવોભવ અધૂરા;
થશે દત્તની કૃપા મને, મોહ ટળશે કૂડે તને. ૩૭
એહ જેવો તેવો ઉપકાર, માને હોયે જેહ ગમાર;
ધન્ય પુરાણી પ્રેમાનંદ, વૈરે સંભાર્યા બાળમુકુંદ. ૩૮
એવું વેર રહો ભવોભવ, બળો પુરાણી પૂરે દવ.

**વલણ.**

બળો પૂરે દવે પુરાણી, વા વૈરવડવાનળે રે;
પ્રેમાનંદને પ્રેમ વા'લો, નર નામાર્થે કળે રે. ૩૯

---

૨૯ ઉરૂ—અતિશય. ૩૦ અગુણ થાવા—નિર્ગુણ થવાને.

## કડવું ૯૪ મું.

### રાગ કેદારો.

દત્તાત્રેય કે' સુણ્ય ભૂપાળ, મુક્તિ રૂપ કહું આ કાળ;
ટળે તારી જાળ તે ભવ બાધાતણી રે. ૧
નવ ઉપજે ફરી સંશય, વૃદ્ધિ પામે કે ઘટે વય;
થાય ઉદય મળે મુક્તિમણિ રે. ૨

### ઢાળ.

મુક્તિમણિ મહીપાળ તુજને, મળે જેવી રીત;
તે પ્રીતથી હું દાખવું, કરી પૂર્ણ પ્રતીત. ૩
યોગીજનનો જ્ઞાનપૂર્વક, અજ્ઞાન સાથ વિયોગ;
પ્રકૃતિના ગુણ નિકટની, એકતા શિવ જોગ. ૪
એમ બ્રહ્મ સાથે માયા ગુણની, એકતા જો થાય;
તો સ્વરૂપ એને મુક્તિનું, કહે યોગી રાય. ૫

---

૪ મુક્તિનું લક્ષણ કહે છે: યોગી ઈ૦—પ્રથમ જ્ઞાન સંપાદન કરીને પ્રકૃતિને વિષે આત્માપણાના અભિમાનરૂપ અજ્ઞાનનો વિયોગ કરવો—અજ્ઞાનને તજવું, અને એમ કરીને પ્રકૃતિના સત્વાદિગુણો નિકટની જે એકતા ( એકપણું—સંયોગ ) મનાયલી છે તેનો શિવની સાથે જોગ કરવો. અર્થાત્ હું પ્રકૃતિરૂપ નથી પણ પ્રકૃતિસહિત હું બ્રહ્મ છું, એમ માનવું, એને મુક્તિ કહે છે.

૫ એમ ઈ૦—મૂળ સંસ્કૃતગ્રંથમાં પ્રકૃતિના ગુણોની બ્રહ્મ સાથે એકતા કરવાનું નથી કહ્યું પણ તજવાનું કહ્યુ છે: જેમ, "सामुक्तिर्ब्रह्मणाचैक्यमनैक्यंप्राक्तैर्गुणैः" —પ્રકૃતિના ગુણોની સાથેની એકતા તજીને બ્રહ્મ સાથે એકતા કરવી એનું નામ મુક્તિ." આ જગોએ વિવર્તવાદની યુક્તિથી માયાનો બાધ કરીને તેની બ્રહ્મ સાથે એકતા સમજવાથી કવિએ કરેલો અર્થ યથાર્થ જણાશે.

કલ્યાણકેરી પરમ પ્રાપ્તિ, જ્યાં લગી નૃપ થાય;
ત્યાં લગી યોગાસક્તિ ધરવી, એમ નિગમ ગાય. ૬
પૃથ્વીપતે ! મળે મુક્તિ યોગે, અને મળે જ્ઞાને યોગ;
મહાકષ્ટે કરીને જ્ઞાન આવે, નિવર્તે ભવરોગ. ૭
જેનું મમત્વમાં આસક્ત છે, ચિત્ત અહોરાત્ર;
તે દુઃખ દુઃખ ને દુઃખ દેખે, થઇ દુઃખકેરૂં પાત્ર. ૮
એમ છે માટે સુણો નૃપ, મુમુક્ષુકેરી રીત;
તે પ્રયત્ને રાય પરહરે છે, સંગકેરી પ્રીત. ૯
સંગ ત્યાગે નાશ થાતો, ભાતિ ને વિભાતિ;
મારૂં મટી જાતું સહી, ટળી જાતિ કે'તા ખ્યાતિ. ૧૦
તે ટળ્યે નિર્મમત્વ ઉપજે, સુખ ને વૈરાગ્ય;
તે વડે મમતા મધ્ય દર્શે, દોષકોશ મહાભાગ્ય. ૧૧
(વળી)તે વૈરાગ્ય ઉપજે જ્ઞાનથી, વૈરાગ્ય પૂર્વક વિજ્ઞાન;
એમ પરસ્પર તે ઉપજે છે, સુણ્ય મહીપ મહાન. ૧૨
જ્યાં રહ્યા ત્યાં જાણવું, આજ મારૂં ઘર;
ચાલે જીવિકા જેવડે, તેજ ભોજન વર. ૧૩
ત્યમ થાય મુક્તિ જેથકી તે, જ્ઞાન તો કે'વાય;
અન્યને અજ્ઞાન કે'વું, જાણવું દુઃખદાય. ૧૪

---

૧૦ ભાતિ—ભાસ. વિભાતિ—પ્રકાશ. અર્થાત્ પદાર્થનું પરોક્ષ અને પ્રત્યક્ષ જ્ઞાન થવું, એ સર્વ ટળી જાય છે; કેમકે અસંગ પુરૂષને બીજું કાંઇ જોવાનું કે જાણવાનું હોતું નથી. જાતિ—' સામાન્ય ' જાતિ. જેમ ઘટત્વ, બ્રાહ્મણત્વ, વગેરે. ખ્યાતિ—અસત્ખ્યાતિ, અખ્યાતિ, અન્યથાખ્યાતિ, વગેરે ખ્યાતિઓ.

૧૨ જ્ઞાન—વસ્તુઓનું અનિત્યત્વાદિ યથાર્થ દર્શન. વિજ્ઞાન—સર્વ પદાર્થમાં સત્તા રૂપ બ્રહ્મનું જ્ઞાન.

પુણ્ય ભોગવવાવડે ને, પાપ તે વિધ જાણ;
ભોગવતાં એ બેથકી, મેળવી જ્ઞાનકેરી ખાણ. ૧૫
કરવાજોગ એવાં નિત્ય ને વળી, નિષ્કામ કર્મ સાર;
તેહ આચરવાથી મળતી, મુક્તિ તો નિરધાર. ૧૬
ક્રિયમાણ કર્મ જો નવ, ફરી ભેગાં થાય;
તો મળે મુક્તિ મહામતિ, નિગમ એવું ગાય. ૧૭
સંચિત કર્મનો ક્ષય થાતાં, મળે મુક્તિ પૂર;
કામ્યકર્મે થાય બંધન, સત્ય ભાખું શૂર. ૧૮
જ્ઞાન જેમાં થાય એવું, આ શરીર વારંવાર;
નથી મળતું માન્ય નિશ્ચે, તેથી કર વિચાર. ૧૯
અહો રાજા એહ ભાખ્યું, મેં તુંને વિજ્ઞાન;
હવાં યોગ સંભળાવું તુંને, જોઇ પાત્ર દેઉં દાન. ૨૦
જે યોગ પામી યોગી જન, પામે સનાતન બ્રહ્મ;
બીજી ગતિ પામે નહિ તે, શુદ્ધ જાણે મર્મ. ૨૧
યોગીએ સ્વય ઉપરે નૃપ, પે'લ વે'લી જીતઃ–
મેળવી લેવી મહામતિ, કરી સંયમ પ્રીત. ૨૨
એહનો પ્રકાર ભાખું, સુણ્ય તું ભૂપાળ;
પ્રાણાયામે દોષ માત્રે, દેવી દહન જ્વાળ. ૨૩
ધ્યાન ધારી ધારણાને, પાપ દે'વું પૂર;
પ્રત્યાહારે વિષય દે'વા, કહું ધ્યાને શૂર. ૨૪
અનિશ્વર ગુણ નાશ કરવા, અલર્ક સાંભળ્ય તુંય;

---

૧૫ મેળવો–મેળવવી. ૧૬ નિત્ય–નિત્યકર્મ. ૨૨ સંયમ—મનનો નિગ્રહ. ૨૩ પ્રાણાયામ—પ્રાણવાયુને કબજે રાખવો તે. ૨૪ ધારણા—અમુક વસ્તુ ઉપર મન ટકાવી રાખવું તે. પ્રત્યાહાર—વિષયોમાંથી મનને પાછું ખેંચી લાવવું તે.

યોગ જેને જાણવો તે, કરે સાધન શુંય. ૨૫
પ્રાણાયામનું પ્રથમ સાધન, પ્રાણપાનવાયુ રોધ;
અર્થ પ્રાણાયામનો એ, કહ્યો કરીને શોધ. ૨૬
એહના પ્રકાર ત્રણ છે, ઋતુધ્વજકુમાર;
તેહ હાવાં વર્ણવું હું, સુણય તું આ વાર. ૨૭
લઘુ મધ્ય ને ઉત્તરીયજ, કહું તેનું પ્રમાણ;
પ્રાણાયામ માત્રા બાર કાળે, લઘુનામ સુજાણ. ૨૮
દ્વિગુણિત માત્રા એથકી તે, મધ્ય કે' યોગીંદ્ર;
ત્રિગુણિત માત્રા મળે ત્યારે, ઉત્તરીય થાય મહીંદ્ર. ૨૯
નેત્ર મીંચાઈ ઉઘડતાં જે, જાય છે નૃપ કાળ;
માત્રાતણું એ માપ માપ્યું, વા લઘ્વક્ષર ભૂપાળ. ૩૦
પ્રાણાયામ સંખ્યા માટ ભાખ્યો, બાર માત્રા કાળ;
પ્રથમ પ્રાણાયામે જીતવો, પ્રસ્વેદ હે નૃપાળ. ૩૧
દ્વિતીય પ્રાણાયામ કરીને, જીતવી ધ્રુજારી;
તૃતીય પ્રાણાયામે જીતવો, ખેદને અવિધારી. ૩૨
એ પ્રકારે અનુક્રમથી, જીતવા સહુ દોષ;
જેમ સિંહ વ્યાઘ્ર ને હસ્તી તજતા, સેવનાથી રોષ. ૩૩
રોષ તજી સંતોષ પામે, હળી જાય કવશ;
યોગીજનને તે વિધે નૃપ, પ્રાણ થાયે વશ. ૩૪
જ્યમ મદોન્મત્ત માતંગને, કરે વશ માવત;
ત્યમ યોગીજન સ્વેચ્છિતવર્ત્તી, કરે પ્રાણની ગત. ૩૫
જ્યમ વ્યાઘ્ર વશ હરિણ મારે, નવ મારે માનવ;

---

૨૬ પ્રાણાપાનવાયુ–પ્રાણવાયુ અને અપાનવાયુ. ૩૦ લઘ્વક્ષર ધ્૦—એક લઘુ અક્ષર બોલતાં જેટલો કાળ જાય તેને પણ માત્રા કહે છે. ૩૪ કવશ—ન ચાલતાં.

ત્યમ પ્રાણવાયુ વશ કર્યો તે, મૂકે અઘ પર દવ. ૩૬
પણ નર અંગને નવ હણે, પ્રાણવાયુ સાર;
યોગશાસ્ત્રે અતિ ભાખ્યો, એહનો વિસ્તાર. ૩૭
એવું છે માટે સદાયે, યોગી પુરૂષે જાણ;
કરવું યોગ યુક્તે રહી, પ્રાણાયામનું પ્રમાણ. ૩૮
હવાં મુક્તિફળદા કહું, એની અવસ્થા ચાર;
એક ચિત્તે સુણ્ય રાજા, પામવો જો પાર. ૩૯
ધ્વસ્તિ પ્રાપ્તિ સંવિત્ છે, અને ચોથી પ્રસાદ;
છે નામ એવાં એહનાં, સુણો તજી પ્રમાદ. ૪૦
સ્વરૂપ એ ચારેતણાં, અનુક્રમે કહું જાણ;
યોગશાસ્ત્રે કહ્યું તે તે, કહું સર્વ સુજાણ. ૪૧
જે સ્થિતિમાં શુભ અશુભ, કામ્યકર્મફળનો નાશ;
ચિત્ત રાગ દ્વેષ મળથી, રહિત થાય પ્રકાશ. ૪૨
ધ્વસ્તિ સ્થિતિ યોગી કહે તે, સ્વરૂપ સાચું જાણ;
હવાં પ્રાપ્તિકેરૂં ભાખું, સ્વરૂપ સમ્યક્ વાણ. ૪૩
જે સ્થિતિમાં યોગી જન, લોભ મોહાત્મક;
આ લોક ને પરલોકકેરી, ટાળતા ટકટક. ૪૪
ઉભય લોક સંબંધી એ વિધ, કામ અટકાવી રહે;
તોપણ વળી પોતાની મેળે, પ્રાપ્તિ યોગી એ કહે. ૪૫
હવાં સંવિતતણું ભાખું, સ્વરૂપ હે નરદેવ;
શુદ્ધ મને શ્રવણ કરચ તું, તજી તન અહમેવ. ૪૬
જદા વિધુ સૂર્ય નક્ષત્રકેરી, ગ્રહોકેરી જાણ;
જ્ઞાનસંપત્તિ ગ્રહે નર, થઇ તુલ્ય શક્તિવાન. ૪૭
એટલે સંપત્તિ તેવી, સર્વ પામે જાત;

---

૪૦ ધ્વસ્તિ ૪૦—( એના અર્થ આગળ કહેવાશે ).

વળી ત ને ભવિષ્ય જાણે, યોગી થઇ પ્રખ્યાત. ૪૮
ગુપ્ત અંતર્ધાન જાણે, જદા અર્થ સમર્થ;
પ્રાણાયામની સંવિત્ નામે, સ્થિતિ રૂપ તદર્થ. ૪૯
અલર્ક હાવાં કહું તુંને, પ્રસાદ સ્થિતિ રૂપ;
યોગી અવસ્થા કહે ચોથી, જાણ્ય માણ્ય તું ભૂપ. ૫૦
જેથકી મન યોગીકેરૂં, પંચ વાયુ પ્રસન્નઃ-
ઈંદ્રી ઈંદ્રિયઅર્થ થાયે, પ્રસન્નપણે પાવન. ૫૧
મોદદાતા એ પ્રકારે, પ્રસાદ નામ પ્રમાણ;
એ ચાર સ્થિતિ સ્વરૂપ ભાખ્યાં, જાણ્ય તું સુજાણ. ૫૨
હવાં પ્રાણાયામકેરૂં, કહું લક્ષણ જેહ;
યોગધારણ સમે કેવું, કરવું આસન તેહ. ૫૩
વિસ્તારીને વર્ણન કરૂં હું, સુણ્ય તું સુજાણ;
માતવચને સંગ કીધો, પૂર્ણ કરચ પ્રમાણ. ૫૪
પદ્મઆસન કે અર્ધાસન, સ્વસ્તિકાસન વાળી;
પ્રણવ રાખી હૃદે યોગજ, ધારવો સંભાળી. ૫૫
સીધા સમાનાસને બેશી, કરવી ઉભય પગપલાંઠી;
વદન બીડ્યું રાખવું, મનમાં ન રાખવી આંટી. ૫૬
ઉભય જંઘા સમ્યક્ પ્રકારે, સ્થિર કરવી આગલી પાસ; .
નવ સ્પર્શ કરવો પાનીઓથી, ગુહ્યભાગાભાસ. ૫૭
નિયમિતપણે એ રીતથી, બેસવું થઇ શાંત;
રાખવું મસ્તક ઉર્ધ્વ કાંઇક, દાંતે ન અડકે દાંત. ૫૮
સ્વનાસાગ્રભાગે દૃષ્ટિ રાખી, આસપાસ ન જોવું;

---

૫૪ સંગ-સત્સંગ. ૫૫ પ્રણવ-ઓમ્કાર. ૫૭ ગુહ્યભાગાભાસ-ગુહ્ય ભાગના આભાસને. અર્થાત્ લગાર પણ ગુહ્યભાગને સ્પર્શ કરવો નહિ.

રજોગુણની વૃત્તિએ કરી, તમો વૃત્તિનું તમ ખોવું. ૫૯

સત્વ ગુણ વૃત્તિવડે, રજો વૃત્તિને આચ્છાદવી;
યોગજ્ઞાને વિમળ સત્વે, રહી સમાધિ સાધવી. ૬૦

ઇંદ્રીઅર્થે ઇંદ્રિયોનો, પ્રાણાદિ મનનો જાણ;
નિગ્રહ કરી સમ્યક્ પ્રકારે, સમજવું નિરવાણ. ૬૧

એમ પ્રત્યાહારને, આરંભવો અવિધાર;
સમજ પડવા વળી ભાખ્યું, એનું એ આ વાર. ૬૨

સંકેલી લે છે કૂર્મ જે વિધ, અંગ સર્વે આપણાં;
વિષયાકર્ષણ કરે એ રીત, વખાણ કરવાં તેતણાં. ૬૩

આત્મામાંહે પ્રીતિ રાખી, એક સ્થળમાં જે રહ્યો;
આત્મા વિષે અવલોકતાં તે, સ્વય રૂપે તો થઇ ગયો. ૬૪

વળી તે નરે નાભિથી માંડી, ગ્રીવા લગીનું બાહ્ય:-
અને અંતર શૌચનું, સંપાદી લેવું સાહ્ય. ૬૫

પછે વાયુવડે પૂરી વપુ, આરંભવો પ્રત્યાહાર;
બાર પ્રાણાયામને કે', ધારણા અવિધાર. ૬૬

તત્વજ્ઞ યોગીએ કહી, બે ધારણાઓ જાણ;
યોગ માંહે ગણી તે, પૂરી કરી પ્રમાણ. ૬૭

જેણે આતમા નિયમ વિષે, રાખિયો નિરવાણ;
એવા યોગવાળા યોગીકેરા, દહ્યા દોષ અજાણ. ૬૮

એવો દોષનાશી અવિનાશી, યોગી યોગે સ્વસ્થ;
યોગજ્ઞાને દિસતો તે, મહામોટો મસ્ત. ૬૯

---

૫૯ સ્વનાસાગ્ર ભાગે—પોતાના નાકને આગલે ભાગે. તમ—અંધકાર. ૬૧ ઈંદ્રીઅર્થે-ઈંદ્રિયોના અર્થ ૩૫ વિષયથી. ૬૩ વિષયાકર્ષણ—વિષયથી ( મનને ) ખેંચવું.

તે પુરૂષ પ્રકૃતિતણા ગુણ ને, નભતણા પરમાણુ;
આદિ સ્પષ્ટપણે જુએ છે, પૃથક્ માનું ભાનુ. ૭૦
તે પ્રકારે શિવને તે, લહે દોષરહિત;
યોગી એવા પર ન આવે, કલ્યાણને અતિ હિત. ૭૧
યોગીએ વળી આમ કરવું, કહું તુજને આજ;
તે યોગી કેવો જોઈએ તે, જણાવું મહારાજ. ૭૨
પ્રાણાયામમાં તત્પર અતિ, વળી મિતાહારી હોય;
તેણે મંદિરકેરા માળ પેઠે, ચઢવાનું કરવું સોય. ૭૩
એટલે ધીમે ધીમે જીતેલી, ભૂમિકાએ ચઢતાં જાવું;
વગર જીતેલીએ ચઢવા જાય તો, થાયે તેને આવું. ૭૪
દોષ દર્શે વ્યાધિ વાધે, મોહ ઉપજે માન;
તજવી ભૂમિ તેથકી, જીત્યા વગરની જાણ. ૭૫
પ્રાણવાયુકેરૂં રોધન, થાય છે જે માંય;
તે માટ પ્રાણાયામ તેને, કહેવાયે આંય. ૭૬
સ્થિર મન કરાયે ધારણ, જેવડે કરી જાણ;
ધારણા તેને કહેછે, જાણ્ય તું સુજાણ. ૭૭
ઇંદ્રિયો શબ્દાદિ વિષયે, થઈ પ્રવૃત પ્રમાણ;
યોગથી જીતેંદ્રી તેને, પાછી ખેંચતા સુજાણ. ૭૮
નામ પ્રત્યાહાર તેનું, યોગમાં પ્રસિદ્ધ;
જેહને તે આવડે તે, જાણ્ય પૂરો સિદ્ધ. ૭૯
નવ યોગ કરતા યોગીને, વ્યાધિ આદિ લાગે દોષ;
તેવા અનુત્તમ ઉપાય ભાખ્યા, કપિલમુનિ ગુણકોશ. ૮૦

---

૭૦ પૃથક્ ૪૦—જેમ ભાનું (સૂર્ય) ને પૃથક્ (જૂદો) જુએ છે તેમ. ૮૦ નવ-નવો.

જેમ જળ નર પીએ ઝારી, ધારી હસ્તે ધીર;
ધીરજ રાખી નાળચાથી, પીએ હળવે નીર. ૮૧
તે પ્રકારે શ્રમજયી જે, વાયુ પીતા યોગી;
ભવોભવના તે થયા છે, રોગથી નીરોગી. ૮૨
પે'લવે'લી ધારણા તો, નાભિમાંય કરાય;
બીજી હૃદયે ત્રીજી છાતી, ચોથી કંઠની માંય. ૮૩
વદનમાં નાસાગ્રમાં ને, નેત્રમાં નિરધાર;
ભ્રમર વચ્ચે શિર વિષે તો, ધારણા અવિધાર. ૮૪
કહ્યાં તે તે સ્થાનકે નૃપ, ધારણાને ધારવી;
એ વગરનાં સ્થાનકે જે, ધારણા અવિધારવી. ૮૫
પરમધારણા નામ તેનું, કહે યોગી ને મુનિ;
એ દશ ધારણા જેને મળી તે, અક્ષરતુલ્ય થયો ગુણી. ૮૬
વાયુવડે જો પેટ ચઢિયું, ક્ષુધા લાગી અત્ય;
થાક લાગ્યો હોય અતિશે, પડી હોય વિપત્ય. ૮૭
ચિત્ત વ્યાકુળ હોય તો, સિદ્ધ્યર્થીએ નૃપ જાણ;
યોગ આચરવો નહિ, એમ કહે વેદ પુરાણ. ૮૮
અતિ ટાઢ કે તડકા વિષે, વા હોય બેય સમાન;
અતિ સમીર વાતો જોઇને, કરવું કાળનું અનુમાન. ૮૯
એટલે તે કાળમાં નવ, યોગ કરવા જોગ;
ધ્યાનાસક્તે ધારવું જે, થાય એથી રોગ. ૯૦
જ્યાં શાંતિ નવ જનની જણાયે, થાય ગરબડ અત્ય;
અગ્નિજ્વાળ સમીપમાં, નવ કરવી યોગની મત્ય. ૯૧
જૂની ગાયની કોડયમાં નવ, ચતુષ્પથ જ્યાં હોય;
શુષ્કપત્ર સમૂહમાં નવ, નદીતીરે સોય. ૯૨

---

૮૨ શ્રમજયી—શ્રમને જીતનારા. ૮૮ સિદ્ધ્યર્થી—સિદ્ધિ ઇચ્છનારો.

સ્મશાનમાં નવ ઉદર ગતિના, સર્પ આદિક જંત;
આવ જા કરે ઘણી ત્યાં, ચોઢવું નવ ચંત. ૯૩
ભાળી ભયવાળી જગામાં, કૂવાકાંઠે જાણ;
બૌદ્ધમતપ્રાસાદમાં નવ, થાય યોગ સુજાણ. ૯૪
રાફડા માંહેથી કાઢી, માટી મોટે માપ;
જંતુએ કે કોઇએ જ્યાં, જવું નવ ત્યાં આપ. ૯૫
એટલાં સ્થળ જોઈ જાણી, ત્યાગવાં નરદેવ;
યોગજ્ઞાતે યોગકેરી, સાધવી નવ સેવ. ૯૬
જે દેશ કાળ વિષે ન ઉપજે, સત્વગુણ નૃપાળ;
તે દેશ કાળનો ત્યાગ કરવો, યોગી યોગને કાળ. ૯૭
યોગાભ્યાસ વિષે ન ભ્રાતા, અસત્દર્શન ઠીક;
ત્યાગ કરવો તેહનો નૃપ, ધારી યોગની બીક. ૯૮
જેહ નર એ દોષકેરો, કરી અનાદર જાણ;
મૂઢપણથી યોગ સાધે, થાય નવ પ્રમાણ. ૯૯
દોષ લાગે ઉલટો ને, વિઘ્ન કર્ત્તા થાય;
તેહનું વર્ણન કરૂં હું, સુણ્ય શાણા રાય. ૧૦૦
જે અયોગ્ય સ્થાને યોગ સાધે, તેહ થાય બધિર;
જડપણું સ્મૃતિનો ભ્રંશ પામે, બોબડાપણું વીર. ૧૦૧
આંધળો તે થાય કે, તાવેથી અતિ પીડાય;
કાન માંહે કહ્યું જાણો, દોષ પીડે કાય. ૧૦૨
જો યોગીના આળસથકી, દોષ થાય ઉત્પન્ન;
તો તે દોષનાશક કશા કરવા, ઉપાય યોગી જન. ૧૦૩
તેહ તુજને યથારથ હું, કહી દાખું રાય;
દોષ શાંત્યર્થે કહ્યું તે, ભક્ષી ધ્યાન ધરાય. ૧૦૪

૯૪ પ્રાસાદ—દેવાલય. ૯૬ યોગજ્ઞાતે—યોગ જાણનારાએ.

સ્નિગ્ધ ને અતિ ઉષ્ણ જે, યવાગૂ કહેવાય;
તે ભક્ષી દોષ સ્થળે કરવી, ધારણા મહાકાય. ૧૦૫
વાતગુલ્મની શાંતિ અર્થે, ગુદાવર્તે જાણ;
તેજ રીતે યવાગૂ ઉદરે, ધારવો પ્રમાણ. ૧૦૬
યવાગૂ નહિ તો સમીરને, ધારી ધ્યાને પૂર;
સમીરગ્રંથિ પ્રતિ તેને, નાખવો ભરપૂર. ૧૦૭
કંપ જો કાયે થયો તો, નગ કરે મન સ્થિર;
તેથી ધારણા અદ્રિતણી કહી, ધ્યાન ધારય તું વીર. ૧૦૮
બંધાઈ વાચા હોય કે, બધિરત્વ પ્રગટ્યું હોય;
તવ ધારણશ્રવણેંદ્રિયનું, કહ્યું કરવા સોય. ૧૦૯
તૃષા લાગી હોય ત્યારે, રસનેંદ્રીકેરી માંય;
આમ્રફળ ધારણ કરેથી, સુખ થાયે ત્યાંય. ૧૧૦
એ પ્રકારે અંગ અવયવ, મધ્ય થાય પીડાય;
ધારણા તે તે વિભાગે, કરવી કહી છે રાય. ૧૧૧
તે જુક્તિએથી જાણવી નૃપ, દોષનાશક સાર;
પછે તેવી ધારણા કરી, તરવું પીડા પાર. ૧૧૨
ગ્રીષ્મ માંહે શીતકેરી, શીત માંહે ગ્રીષ્મ;
ધારણા ધરવા કહી છે, યોગ કારજ ભીષ્મ. ૧૧૩
કીલ મસ્તક પર ધરીને, કાષ્ઠ વડે કાષ્ઠ;
મારવાનું કહ્યું મુનિએ, યોગ ભૂમિ રાષ્ટ્ર. ૧૧૪

---

૧૦૫ યવાગૂ—નરમ ખીચડી. ૧૦૬ ગુદાવર્તે—ગુદાના આવર્તમાં. ૧૦૭ સમીર ગ્રંથિ—વાયુની ગાંઠય. નાખવો—(કલ્પનાવડે). ૧૧૦ આમ્રફળ-કેરી. ૧૧૩ ભીષ્મ—ભીષ્મ જેવી બળવાન. ૧૧૪ કીલ—ખીલો (લાકડાનો). યોગભૂમિરાષ્ટ્ર—યોગભૂમિના એક દેશ રૂપ.

એમ કર્યેથી યોગીકેરો, ટળે છે સ્મૃતિભ્રંશ;
તાત્કાલિક સ્મૃતિ ઉપજે જ્યમ, ઊઠે ટળતાં દંશ. ૧૧૫
આકાશ અવનિ વાયુ વન્હિ, વ્યાપ્તમાન મનાય;
ધારણા તેની ધર્યેથી, પ્રાણી નવ પીડાય. ૧૧૬
અમાનુષથી પીડા પ્રકટી, થાય તેહનો પ્રતીકાર;
ત્યમ પેસે યોગીમાંય તેવું, તે ઘડી સમીરસ્વીકારઃ- ૧૧૭
કરવો એવું કહ્યું યોગે, વળી વન્હિકેરો કે'ય;
ધારણા એ એની ધાર્યે, યોગી તેને દે'ય. ૧૧૮
અહો રાજન એ પ્રકારે, યોગજ્ઞાતે જાણ;
સ્વાત્માએ કરી કરવું રક્ષણ, અંગકેરૂં પ્રમાણ. ૧૧૯
કાં કે ધર્માર્થ કામ ને મોક્ષકેરી, થવા પ્રવૃત્તિ પૂર;
શરીર સાધન છે સદા, તું સત્ય સમજજે શૂર. ૧૨૦
યોગીને અવનવું ભાસે, કે જાય છે વિજ્ઞાન;
તેથી રક્ષવા પ્રવૃત્તિ પૂરણ, વદેછે વિદ્વાન. ૧૨૧
ચાપલ્યતાનો નાશ ને, આરોગ્યતા અવિધાર;
અનિષ્ઠુરતા સુગંધિકને, લઘુદીર્ઘશંકા સાર. ૧૨૨
એ ઉભય અલ્પજ માનવાં, પ્રસન્નતાને કાંતિ;
સ્વરસ્વચ્છતાદિક યોગીકેરી, કહે સર્વે શાંતિ. ૧૨૩
એ ગણાવ્યાં તે પ્રવૃત્તિનાં, પ્રથમ ચિન્હ જાણાય;
યોગી વિષે એ મનાયે તવ, તેહ યોગી ગણાય. ૧૨૪

---

૧૧૫ સ્મૃતિભ્રંશ—સ્મરણ શક્તિનું નાશ થવું. ૧૧૭ અમાનુષ—ભૂતાદિ. સમીરસ્વીકાર—અર્થાત્ વાયુની ધારણા ધરવી.

૧૨૨ યોગસિદ્ધિનાં પૂર્વરૂપ કહે છેઃ ચાપલ્યતા ૯૦–સ્પષ્ટ છે. અનિષ્ઠુરતા—અક્રૂરતા. લઘુદીર્ઘશંકા—મળમૂત્ર.

પ્રાણી માત્ર પ્રીતિ કરે ને, પરોક્ષે ગુણગાન;
કોઇ પ્રાણી ભય ન પામે, જોઇ યોગી મહાન. ૧૨૫
એ સિદ્ધિકેરી પ્રાપ્તિકેરૂં, છે અનુત્તમ લક્ષાણ;
અન્યને નવ યોગી કે'વો, હે નૃપતિ અધક્ષાણ. ૧૨૬
(વળી, અતિ ઉગ્ર ટાઢે તાપ તેવે, ઉપદ્રવ નવ થાય;
અન્યથી ભય નીપજે નહિ, તે સિદ્ધિપ્રાપ્ત કે'વાય. ૧૨૭
ધનનિધિનો સંગ્રહ કરતા, યોગી નવ કે'વાય;
મધુકટુવક્તા નવ મનાયે, યોગી ગણના માંય. ૧૨૮
યોગી એવા જેહ તે, માનવા ભ્રષ્ટાચારી;
જયમ ભ્રષ્ટ દ્વિજથી પુરાણી, અવિચારી દુરાચારી. ૧૨૯
વ્યભિચારી વિચારી નહિ, ધર્મ ધારણધારી;
ધર્મજ્ઞતાને સમારી નહિ, ધારી ધ્યાને નારી. ૧૩૦
જ્ઞાનારિ ધનની ધાર સારી, પુરાણી પરમારિ;
કરી વિદ્યા અકારી લાડુ મારી, રે ગયું ક્યાં વારિ ? ૧૩૧
અવિધારી પ્રેમાનંદ નારી, ધનહારકા નિરધારી;
પુરાણી તારી કીર્ત્તિ કારી, સાખ્ય આ વિચારી. ૧૩૨

વલણ.

વિચારી વિઠ્ઠલ કૃપાએ, સાખ્ય શુદ્ધ ઉચારી રે;
વારી ધારે ધ્યાનમાં નવ, જેહ સદાચારી રે. ૧૩૩

---

૧૨૫ યોગસિદ્ધિનાં લક્ષણ કહે છે: પ્રાણી ઇ૦-૨૫૪ છે. પરોક્ષે-ગેરહાજરીમાં. ૧૩૧ પરમારિ-મોટાશત્રુ. વારિ-પાણી-બળ.

૧૩૨ અવિધારી ઇ૦-તેમને ધનહારકા-ધનહરનારા જોઈને પ્રેમાનંદે તેમને નારી (વેશ્યા) અવિધારી છે. કારી-કારમી. ૧૩૬ વારી-બદલો.

## કડવું ૯૫ મું.

### રાગ સામેરીની દેશી.

દત્તગુરૂ કે' સાંભળ્ય રાય રે, આત્મદર્શને શું શું થાય રે;
જે યોગી આત્મદર્શન કરતા રે, તેહ અડચણ કેવી ધરતા રે. ૧
તેહ અડચણોની પ્રવૃતિ રે, કહું ટુંકામાં વરતી વૃત્તિ રે;
તે સમયે યોગી જન રે, કામ્ય ક્રિયા વાંચ્છે મન રે. ૨
વા કામના માનવ યોગ્ય રે, ઇચ્છે છે ભોગ્યાભોગ્ય રે;
માગે કામિની કારમી જાતે રે, વિદ્યા વાંચ્છે દર્શન થાતે રે. ૩
દાન ફળની ધારણા ધારે રે, રજત સુવર્ણ ધાતુ વિચારે રે;
ધનનો ધણી થાવા માગે રે, સ્વર્ગના સુખમાં અનુરાગે રે. ૪
સુરપણું સુરેંદ્રપણું રે, લાગે વા'લું મનમાં ઘણું રે;
રસાયનને માગે કિમિયા રે, ઇચ્છે આયુષ્યદા થવા ભિયા રે. ૫
વાયુના જેવી ગતિ કરવા રે, વારિ વન્હિ સ્તંભાવી ધરવા રે;
શ્રાદ્ધ દાનનાં ફળ માગે રે, મનસા એ વિધે જાગે રે. ૬
પૂર્તકર્મ ઉપોષણ નેમ રે, દેવાર્ચન ફળ ઇચ્છે ક્ષેમ રે;
એવા એવા ઉપદ્રવ જાણ રે, યોગી ચિત્તે વળગે પ્રમાણ રે. ૭
તેને યત્નથી નિવૃત્ત કરવા રે, ધ્યાન માને બ્રહ્મને ધરવા રે;
એમ મનમાં શિવાસક્તિ રે, કરતામાં થાશે ભક્તિ રે. ૮
એહ જણાવી સમ્યક્ જુક્તિ રે, મુક્ત પુરૂષ મેળવે મુક્તિ રે;
એ કહેલા જીત્યો ઉપસર્ગ રે, પછે બાધ કરે ત્રિવર્ગ રે. ૯
સત્વ રજ તમોગુણ જાણ રે, નાખે અડચણ મોટી સુજાણ રે;
તેનાં નામ ગણાવું હુંય રે, એક ચિત્તે સાંભળ્ય તુંય રે. ૧૦

---

૫ આયુષ્યદા—બીજાને આયુષ્ય આપનારા. ૮ શિવાસક્તિ—કલ્યાણ કે બ્રહ્મની આસક્તિ.

પ્રાતિભ શ્રાવણ નામે દૈવ રે, ભ્રમ આવર્ત પીડે સદૈવ રે;
યોગીજનને એ પાંચ રે, કટુ ફળ દઇ આણે આંચ રે. ૧૧
કરે યોગમાંહે વિઘન રે, માટે સંભાળવું અનુદિન રે;
હવાં એ પંચથકી શું થાય રે, તેહ વર્ણવી ભાખું રાય રે. ૧૨
વેદના ભેદ કરી અર્થ રે, જાણે કાવ્યશાસ્ત્ર સમર્થ રે;
શિલ્પાદિ કળા જાણે સઘળી રે, જે પ્રાતિભે રહી મળી રે. ૧૩
એટલા શાસ્ત્રનો જ્ઞાત રે, થાય પ્રાતિભથી હે ભ્રાત રે;
સર્વ શબ્દાર્થ જાણે જેહ રે, કરે શબ્દ ગ્રહણ નિઃસંદેહ રે. ૧૪
ભલે દૂર સહસ્ર યોજન રે, પણ ગ્રહણ કરે જે જન રે;
એવી શક્તિ પ્રગટે જ્યારે રે, બીજો શ્રાવણ મળ્યો વિચારે રે. ૧૫
હવાં ત્રીજો ભાખું દૈવ રે, થાય દેવ સરખો સદૈવ રે;
જ્યમ સુર દેખે સિદ્ધિ રે, વચને વશી નવ નિધિ રે. ૧૬
તેના જેવો થાયે જાતે રે, મળ્યો દૈવી સઘળી વાતે રે;
યોગીનું માનસ દોષાદિકે રે, સર્વાચારથી ઠીકાઠીકે રે. ૧૭
થઇ ભ્રષ્ટ અવલંબન વિણ રે, ભમ્યા કરે એમ હીણ રે;
તેને ભ્રમ નામા કે' ઉપસર્ગ રે, ઋષિમુનિ દેવનો વર્ગ રે. ૧૮
વારિના વમળ પેર રે, વિજ્ઞાન આવર્ત કરાવે વેર રે;
એમ થવાથી ચિત્તનો નાશ રે, તે આવર્ત કહે પ્રકાશ રે. ૧૯
એ ઉપસર્ગ આવર્ત નામ રે, વળી જાણવું બીજું આમ રે;
ગયો ઉપસર્ગે જેનો યોગ રે, એવી સુરજાતિનો જોગ રે. ૨૦
મહાઘોર ઉપસર્ગે કરી રે, આવાગમન કરે ફરીફરી રે;
એવું છે માટે યોગીરાજ રે, મનોમય કંબલ ધારે સાજ રે. ૨૧

---

૧૧ પ્રાતીભ—બુદ્ધિનો પ્રકાશ. શ્રાવણ—કર્ણ ઇંદ્રિય સબંધી સામર્થ્ય. દૈવ—દેવના સરખું સામર્થ્ય. ભ્રમ—ભ્રમણતા. આવર્ત—વમળ (કલ્પનાનું). ૨૦ ઉપસર્ગ—ઉપદ્રવ. ૨૧ કંબલ—કમળો.

તે જોઇએ રંગે શ્વેત રે, એ ધારણ કરવો હેત રે;
પછે ચિત્ત પરબ્રહ્મે ધરવું રે, નિશદિન તેનું ચિંતન કરવું રે. ૨૨
યોગ આસક્ત મિતાહારી રે, જિતેંદ્રિય યોગાચારી રે;
તેણે કરવી ધારણા રોજ રે, સપ્ત મહ્યાદિની કરી ખોજ રે. ૨૩
એ સાત ઝીણી ધારણા ધારો રે, શિરોભાગ વિષે વિચારો રે;
માને આત્માને પૃથ્વી જ્ઞાની રે, ગંધ તેનો તજે તેમાં જાણી રે. ૨૪
માન્યો આત્મામાં જળ વિભાગ રે, તેના સૂક્ષ્મ રસનો તેમાં ત્યાગ રે;
એમ જળમાં ત્યાગ્યા પૂઠે રે, સ્વરૂપનો તેજમાં કરવા ઊઠે રે. ૨૫
સમીર સૂક્ષ્મ સ્પર્શની ધારણ રે, ધારી કરવી વાયુમાં વિડારણ રે;
ધારણા આકાશકેરી ધારી રે, દેવી તેના સૂક્ષ્મ શબ્દ મારી રે. ૨૬
હવાં યોગી જોણી વાર રે, પેસે મનવડે મન મોઝાર રે;
ગમે તે ભૂત પ્રાણીના મનમાં રે, તેમ પેશી શકે અન્યત નમાં રે. ૨૭
તે સમે મન ધારણને ધરતું રે, થાયે સૂક્ષ્મ મન ઓસરતું રે;
એ પ્રકારે પામી મતિ સહુકેરી રે, મારી યોગજ્ઞાને અનુત્તમ ફેરી રે. ૨૮
તેથી તેની બુદ્ધિ થાયે ઝીણી રે, લાગે એ કૃતિ મોહે મીણી રે;
તેણે કરે યોગી તેનો ત્યાગ રે, જેને નહિ કશા પર અનુરાગ રે. ૨૯
કેવી રીતે તજે છે તેહ રે, દત્તગુરૂ કે' વર્ણવું એહ રે;
સૂક્ષ્મ એવો મન વિભાગ રે, કરે પ્રાણી માત્રના મનમાં ત્યાગ રે. ૩૦
એમ મતિનો મતિમાં રે, કહ્યું એવું યોગગતિમાં રે;
જે યોગજ્ઞાત યોગીજન રે, એ સાત સમજી તજે મહામન રે. ૩૧
તેનું આવાગમન ટળતું રે, ભગવાનમાં ભાગ્ય ભળતું રે;
વળી કરવું આત્મદર્શીએ કેમ રે, તેહ જણાવું સર્વે જેમ રે. ૩૨

---

૨૩ મહ્યાદિની—પૃથ્વી વગેરેની. ૩૧ એમ ૯૦–એવીજ રીતે બુદ્ધિનો બુદ્ધિમાં ત્યાગ કરવો. ૩૨ આત્મદર્શી—આત્માને જોનારો.

સપ્ત સૂક્ષ્મ ધારણાએ જાણી રે, તેને તજવી મન કર્મ વાણી રે;
જેહ તજે જાણી જોગી રે, થાય તે જન્મ મરણ વિયોગી રે. ૩૩
આત્મદર્શી યોગીએ જાણ રે, ધારણા સાત ધરવી પ્રમાણ રે;
જોવો સૂક્ષ્મ તેનો ભાવ રે, ટાળવો તેની સિદ્ધિનો દાવ રે. ૩૪
પછે બીજી સિદ્ધિ મેળવવી રે, તેને યત્ને મતિ ભેળવવી રે;
અહો રાય તું સુણ્ય આજ રે, કહું યોગીકેરાં કાજ રે. ૩૫
તે જે ભૂતમાં પ્રીતિ ધારે રે, થઈ તેમાં આસક્ત તેને મારે રે;
થાય તેનો તેની મેળે નાશ રે, તવ જાણવો જોગી પ્રકાશ રે. ૩૬
ન ભૂતાનુરાગ તજાય ક્યારે રે, એકમેક ભેળાં થાયે જ્યારે રે;
કિંતુ તેવાં સૂક્ષ્મને જાણી રે, જોગી નાખે તતથી તાણી રે. ૩૭
તદા પરમપદ તે પામે રે, જન આવી મસ્તક નામે રે;
નૃપ એ ભૂતાદિક ભાવ રે, યોગી માને સૂક્ષ્મ સાવ રે. ૩૮
તે છે બંધનકર્તા પૂર રે, તેનો સદ્ભાવ જાણે શૂર રે;
પછે તેમાં કરે વિરાગ રે, પામે મુક્તિ તે મહાભાગ રે. ૩૯
ગંધ આદિક સૂક્ષ્મભાવ રે, તેમાં કરે આસક્તિ સાવ રે;
તે યોગી કે હોય ભોગી રે, થાય વિનાશી તે વિયોગી રે. ૪૦
એટલેથી ન છૂટકો તેનો રે, હાલહવાલ કહું એનો રે;
વિધિ સુર કે માનવ લોકે રે, કરે પુનરાવર્તન શોકે રે. ૪૧
જે યોગીજન એ સાત રે, જાય ધારણા પાર સાક્ષાત રે;
પછે ઇચ્છે જે જે તેહ રે, તેને વરસે મૌક્તિક મેહ રે. ૪૨
કિંતુ તે યોગીજન જાણ રે, થાયે તેનામાં પ્રમાણ રે;
એટલે સૂક્ષ્મ ભૂતની માંય રે, લીન થઇ શકે તું જાણ રે. ૪૩

---

૩૭ ભૂતાનુરાગ—પૃથ્વી આદિક ભૂતની પ્રીતિ. ૪૧ વિધિ ઇ૦—વિધિ ( બ્રહ્મા )ના કે સુર( દેવ )ના કે માનવના લોકમાં.

સુર અસુર ગંધર્વ નાગ રે, હોયે યાતુધાન મહાભાગ રે;
પરંતુ તેના અંગની માંય રે, થાય આફણી લીન ત્યાંય રે. ૪૪
એમ થાયે તોપણ તેને રે, સંગ બાધ ન કરે જેને રે;
હે નરશાર્દૂલ ! સાંભળ રે, પછે વાધે તેનું મહાબળ રે. ૪૫
અણિમા લઘિમા ને મહિમા રે, પ્રાપ્તિ પ્રાકામ્યનો જાણે મહિમા રે;
રહી ઇશત્વ ને વશિત્વ રે, વળી યત્રકામાવસાયિત્વ રે. ૪૬
એ અષ્ટ મુક્તિ આપણહારા રે, પામે ઐશ્વર્યગુણ અવિધારા રે;
હવાં એ અષ્ટના ગુણ કે'વાય રે, કરૂં સ્પષ્ટાર્થ સુણય રાય રે. ૪૭
અણિમાએ ઝીણામાં ઝીણું થવાય રે, શીઘ્રત્વગુણ લઘિમા માય રે;
પૂજે સકળ જન જેમાં રે, એવો ગુણ છે મહિમામાં રે. ૪૮
વાંચ્છેલી વસ્તુ મળી આવે રે, ગુણ તે પ્રાપ્તિનો કા'વે રે;
થાય સર્વમાં જેથી વ્યાપ્તિ રે, એ ગુણ પ્રાકામ્યની સમાપ્તિ રે. ૪૯
સાક્ષાત ઇશ્વરતાનો ગુણ રે, છે ઇશત્વમાં મહાપુણ્ય રે;
વશિત્વથી વશ થાય સર્વ રે, માટે ગુણાબ્ધિનું એ પર્વ રે. ૫૦
થાય સ્વેચ્છા જવાય ત્યાંહી રે, યત્રકામાવસાયિત્વ માંહી રે;
એણી રીતે યોગીનું ઐશ્વર્ય રે, વાધે યોગ સાધ્યે ધૈર્ય રે. ૫૧
અહો નૃપ એ ઐશ્વર્ય જાણ રે, મુક્તિસૂચક તું પ્રમાણ રે;
વળી કરે આત્માનું કલ્યાણ રે, ઓળખાવે શિવ ને પ્રાણ રે. ૫૨
પછે નીપજ ટળે તેની રે, જાય વૃદ્ધિ જડામૂળ જેની રે;
અવિનાશી થાયે પોતે રે, તેનું ક્ષય પરિણામ ન હોતે રે. ૫૩
પૃથ્વ્યાદિ ભૂતે તે ન છેદાય રે, જળ વન્હિ રોગે ન ભેદાય રે;
કો'વરાવે ન જળ શત વર્ષે રે, અગ્નિ બાળવા ન કરે સ્પર્શ રે. ૫૪

---

૪૪ યાતુધાન—રાક્ષસ. ૪૫ નરશાર્દૂલ—પુરૂષોમાં વાઘ જેવો બળ-વાન્. ૪૭ આપણહારા—આપનારા. ૫૦ ગુણાબ્ધિનું—ગુણના સાગરનું. ૫૩ પરિણામ—અંત.

સૂકાયે ન રોગે અંગ તેનું રે, શબ્દાદિ ખેંચે નવ મન જેનું રે;
શબ્દાદિ તેને નહિ કાંઇ રે, કિંતુ ભોક્તા તેનો રાઇ રે. ૫૫
તોયે એકપણું નવ પામે રે, એવું તેવા યોગી સામે રે;
આપું સમજવા દૃષ્ટાંત રે, ત્યારે જણાશે સિદ્ધાંત રે. ૫૬
લઘુ સુવર્ણકેરો કટકો રે, નીચી ધાતુ માંહે અટકયો રે;
ગમે તેમ મળી ગયો જાણ રે, તેને સોની કરે પ્રમાણ રે. ૫૭
રોહિતાશ્વમાં નાખી તેના રે, સર્વ દોષ બાળે એના રે;
એટલે તે વિમળ થાય રે, કે શુદ્ધ સોને જોડાય રે. ૫૮
એ પ્રકારે હે ભૂપ રે, યોગરૂપ અગ્નિ સ્વરૂપ રે;
તેમાં ગયેથી નિરવાણ રે, થાય દોષનો કચ્ચરઘાણ રે. ૫૯
એમ ગયા જેના દોષ રે, એવો યોગી શુધ્ધ સંતોષ રે;
પૃથ્વ્યાદિ વિશેષપણું ન પામે રે, કિંતુ સુવર્ણ શૌરિમાં શામે રે. ૬૦
જેમ અગ્નિમાં અગ્નિ નાખ્યે રે, ભિન્ન રૂપ જણાય ન દાખ્યે રે;
એકતા પામી તે જાય રે, વિશેષણું ન લે'વાય રે. ૬૧
તે પ્રકારે હે ભૂપ રે, દગ્ધપાપ યોગી સ્વરૂપ રે;
બ્રહ્મને રૂપે ભળી જાય રે, જૂદાપણું નવ જણાય રે. ૬૨
જ્યમ વારિમાં નાખેલું વારિ રે, એક રૂપી થાય અવિધારી રે;
તે રીતે યોગી આત્મા રે, પામે સમત્વ લહી પરમાત્મા રે. ૬૩
ઘણા ભુંડા બ્રહ્મજ્ઞાની રે, કથા કરતા જોઇ પુરાણી રે;
થઇ જાતે સાંખ્યાચારી રે, કે યોગની મતિ વિચારી રે. ૬૪
ભાખે અષ્ટ મહાસિદ્ધિ ખોટી રે, વદ મૂકી અમે ઓટી રે;

---

૫૮ રોહિતાશ્વ–અગ્નિ. ૬૦ કિંતુ ૬૦–કિંતુ ( પણ ) તે યોગી સુવર્ણ રૂપ શૌરિ( બ્રહ્મ )માં શામે ( શમી જાય છે–ભળી જાય છે. ) ૬૪ સાંખ્યાચારી–સાંખ્યશાસ્ત્રને માનનારા આચાર્ય જેવા.

તેનાં આપી અજ્ઞાની પ્રમાણ રે, પકડે પુરાણીના કાન રે. ૬૫
ત્યારે ભૂલે પુરાણી ભાન રે, જેહ પુરાણથી અજાણ રે;
આવે પૂછવા મને પુરાણી રે, એવા બ્રહ્મવેત્તા ઘાલું ઘાણી રે. ૬૬
પીશી કાઢું પાણી પાણી રે, પણ કરે શું જૂની પુરાણી રે!
અરિપણું રહ્યા મુજ પર આણી રે, તોય બતાવું વદવાવાણી રે. ૬૭
કે'વું બ્રહ્મજ્ઞાની ભુંડા રે, ઉતરો આગમે ઊંડા રે;
શીખો શું યોગનો કક્કો રે, થાવ પટલ આપી ટક્કો રે. ૬૮
સાંખ્યશાસ્ત્રમાં સિદ્ધિ ક્યાંહી રે, નિંદી તેહ બતાવો આંહી રે;
કો'છો મત્સર એણે વાધે રે, ગુણ ઐશ્વર્ય વ્યાસ કે' સાધે રે. ૬૯
તદા નીચા બ્રહ્મજ્ઞાની રે, કે'શો વ્યાસ હતો અજ્ઞાની રે;
ત્યારે કે'જો કહી મારા પુત્ર રે, રચિયું વ્યાસે વ્યાસસૂત્ર રે. ૭૦
કર્યા એકના ચાર વેદ રે, શાંતિપર્વ જુઓ નિર્વેદ રે;
અહં બ્રહ્માસ્મિ કહો જાતે રે, નામ વ્યાસનારાયણ પ્રખ્યાતે રે- ૭૧
કહે લોકના થોકેથોક રે, તમે બ્રહ્મની મૂકે ન પોક રે!
વ્યાસવાક્યંચિત્સત્યમ્ રે, કયમ યમ મારે ન તેનાં અપત્યમ્ રે! ૭૨
એવું કે'તાં ન શે પડે ઘાય રે, હા! ક્યાં ગયા રૂડા રાય રે;
કે'જો પુરાણી તમે એમ રે, ત્રણ વેદ સાચા કેમ રે? ૭૩
વ્યાસસૂત્ર વેદ કયમ સાચા રે, બળો બોલનારની વાચા રે;
આથી કવચિત્નો જાશે દોષ રે, વાચા બંધે કરશે રોષ રે. ૭૪

---

૬૫ વદે ઇ૦–અમે તો તે બોટી ( પ્રાપ્ત કરીને ) મૂકી દીધી છે, એમ બોલે છે. ૭૨ વ્યાસ ઇ૦—व्यासवाक्यंक्वचित्सत्यम्—વ્યાસનું વાક્ય તો કોઇક જગોએ સાચું છે, એમ કહેનારાનાં અપત્યમ્ ( છોકરાંને ) ઇશ્વર કેમ મારતો નથી!

૭૪ કવચિત્નો–વ્યાસ વાક્ય કોઇક જગોએ સત્ય છે, એ વાક્યમાંના 'કોઇક જગોએ' એ શબ્દનો.

તેને મોકલજો મારી પાસે રે, સમજાવીશ સારો આશો રે;
નહિ માને તો મરડી મારીશ રે, ગાયત્રીપુરશ્ચરણ ધારીશ રે. ૭૫
વ્યાસનિંદકને પરજાળીશ રે, છો કે'તા શ્રોતા બાળિશ રે;
હશે વિનયગુણ તો બાળીશ રે, પણ વ્યાસના નિંદક ટાળીશ રે. ૭૬
જેને નામે જમો લાડુ રે, કવચિત્ સત્યં ન આવે આડું રે;
તેવા પુરાણી મારા સાળા રે, શે જીવે કર્મના કાળા રે. ૭૭
હવાં મન મારૂં વારૂં રે, સર્વે થોડામાં સારૂં રે;
ઇતિશ્રીમાર્કંડેયપુરાણે રે, યોગસિદ્ધિ દત્ત વખાણે રે. ૭૮
ચત્વારિંશોધ્યાય પૂરો રે, નથી ભાવ મૂકયો અધૂરો રે;
જોઇ સંસ્કૃતનો આમ શ્લોક રે, લખ્યો રાગ રાગણી થોક રે;
કયાં ભૂલ્યો તે જુઓ પુરાણી રે, નથી મારી ગર્વની વાણી રે. ૭૯

વલણ.

ગર્વની વાણી નથી મારી, વૈરભાવે જોવા દોષ રે;
પ્રેમાનંદ પુરાણી કા'વે, એ શું અલ્પ સંતોષ રે! ૮૦

## કડવું ૯૬ મું.

રાગ વેરાડી.

અલર્ક વળતું પૂછતો, ભવભ્રાત જી રે;
કહો બ્રહ્મમાર્ગની ચાલ, વારૂ વાત જી રે. ૧
જાતાં તે પથમાં જોગીને, ભવભ્રાત જી રે;
કયમ ખેદ ન થાય દયાળ, વારૂ વાત જી રે. ૨
તેની ગતિ કહો મુજને, ભવભ્રાત જી રે;

૭૫ આશો—આશય. ૭૬ બાલિશ—મૂર્ખ. ૧ ભવભ્રાત—સંસારથી બચાવનારા ભાઇ જેવા.

યથાર્થ વર્ણવી આજ, વારૂ વાત જી રે. ૩
સુણવા ઇચ્છા ઉપજી, ભવભ્રાત જી રે;
વદી કરૂણાળુ કરો કાજ, વારૂ વાત જી રે. ૪
વળતા ગુરૂજી બોલિયા, મહાકાય જી રે;
કહું અલર્ક સુણ્ય સર્વ, રૂડા રાય જી રે. ૫
સાંભળજે દૃઢતા ધરી, મહાકાય જી રે;
ગુણનિધિ મૂકી ગર્વ, રૂડા રાય જી રે. ૬
માન અને અપમાન જે, મહાકાય જી રે;
કરે નરને પ્રતિ ઉદ્વેગ, રૂડા રાય જી રે. ૭
તેજ ઉલટ અર્થે યોગીને, મહાકાય જી રે;
સંપડાવે સિદ્ધિનો વેગ, રૂડા રાય જી રે. ૮
જે માન અને અપમાન છે, મહાકાય જી રે;
તેજ વિષામૃત કે'વાય, રૂડા રાય જી રે. ૯
અપમાન અમૃત યોગીને, મહાકાય જી રે;
માન તેને વિષ મનાય, રૂડા રાય જી રે. ૧૦
જો યોગીનું લક્ષણ જાણવું, મહાકાય જી રે;
તો કહું સાંભળ્ય વાત, રૂડા રાય જી રે. ૧૧
પગલું ભરવું તપાશીને, મહાકાય જી રે;
ચાલતાં ચક્ષુએ જોઇ ભ્રાત, રૂડા રાય જી રે. ૧૨
અણગળ જળ પિવું નહિ, મહાકાય જી રે;
વદવી સત્યે શુચિ કરેલી વાણ, રૂડા રાય જી રે. ૧૩
જે વદવું તે વિવેકથી, મહાકાય જી રે;
ચિંતવન કરી ચતુરસુજાણ, રૂડા રાય જી રે. ૧૪
જીવન રાખવા જોગીએ, મહાકાય જી રે;
તે માટ આતિથ્ય ગ્રે'વાય, રૂડા રાય જી રે. ૧૫

---

૧૫ જીવન રાખવા—જીવવામાટે.

પિતૃકાર્યે કે મખને વિષે, મહાકાય જી રે;
દેવયાત્રાએ નવ જવાય, રૂડા રાય જી રે. ૧૬

ઉત્સવ હોયે અવનવો, મહાકાય જી રે;
જ્યાં મળ્યા માનવ અપાર, રૂડા રાય જી રે. ૧૭

ત્યાં ન જવાએ જોગીએ, મહાકાય જી રે;
જાતો થાતો ભ્રષ્ટ તે વાર, રૂડા રાય જી રે. ૧૮

જો જોગી ખાવા ધારતો, મહાકાય જી રે;
તો તેનાથી કેમ ખવાય ? રૂડા રાય જી રે. ૧૯

વેરાઇ જાય સહુ મળ્યાં, મહાકાય જી રે;
પછે યોગીએ અન્ન જોવાય, રૂડા રાય જી રે. ૨૦

રસોડામાં ધૂમ્ર ન જોઇએ, મહાકાય જી રે;
જ્યારે પડે પાવક શાંત, રૂડા રાય જી રે. ૨૧

એવું આલય અવલોકવું, મહાકાય જી રે;
પછે ભોજન કરવું મહાંત, રૂડા રાય જી રે. ૨૨

સર્વ જમી ઊઠ્યા પછે, મહાકાય જી રે;
જોગીએ જમવા જવાય, રૂડા રાય જી રે. ૨૩

નિત્ય પ્રતિ એક સ્થાનકે, મહાકાય જી રે;
નવ જોગીથી જઇ ખવાય, રૂડા રાય જી રે. ૨૪

એક મંદિર જમતાં સદા, મહાકાય જી રે;
તે યોગીનું થાય અપમાન, રૂડા રાય જી રે. ૨૫

અભાવ પરાભવ આવતા, મહાકાય જી રે;
થાય છેવટ સર્વ સમાન, રૂડા રાય જી રે. ૨૬

સત્પુરૂષો જે માર્ગે ગયા, મહાકાય જી રે;

---

૨૨ આલય—ઘર.

ન તે દોષિત પથ કે'વાય, રૂડા રાય જી રે. ૨૭
તેહ પ્રકારે યોગીએ ચાલવું, મહાકાય જી રે;
તેના ગુણગણ ગવાય, રૂડા રાય જી રે. ૨૮
મંદિર જાવું ગૃહસ્થને, મહાકાય જી રે;
કે શિલોંચ્છવૃત્તિ જયાંય, રૂડા રાય જી રે. ૨૯
ત્યાં જઇ ભિક્ષા આરોગવી, મહાકાય જી રે;
એમાં પે'લી શ્રેષ્ઠ મનાય, રૂડા રાય જી રે. ૩૦
સદાચારી શ્રદ્ધાળુ જોઇએ, મહાકાય જી રે;
શ્રોત્રિય તથા ઉદાર, રૂડા રાય જી રે. ૩૧
એવા ગુણવાળો હોય ત્યાં, મહાકાય જી રે;
કરવો યોગીએ જમવા વિચાર, રૂડા રાય જી રે. ૩૨
એવા મહાત્માને ત્યાં સદા, મહાકાય જી રે;
નિત્યે જમવું જોગીરાજ, રૂડા રાય જી રે. ૩૩
એ વિહીન દોષરહિત વળી, મહાકાય જી રે;
કરે નવ પતિતનાં કાજ, રૂડા રાય જી રે. ૩૪
તેવા જનને ત્યાં જવાય છે, મહાકાય જી રે;
જમવાને જોગીએ જાણ, રૂડા રાય જી રે. ૩૫
પણ નીચી વૃત્તિ કહી એ સહી, મહાકાય જી રે;
જુઓ વેદ શાસ્ત્ર પુરાણ, રૂડા રાય જી રે. ૩૬
ઢીલા ચોખા રાંધિયા, મહાકાય જી રે;
કે મેળવ્યાં તાંદૂળ દાળ, રૂડા રાય જી રે. ૩૭
તક્ર દુગ્ધ શુદ્ધ તાંદળા, મહાકાય જી રે;
ફળ મૂળ હે દયાળ, રૂડા રાય જી રે. ૩૮

---

૨૯ શિલોંચ્છવૃત્તિ—રસ્તામાં પડેલા દાણા વીણીને તે ઉપર નિર્વાહ કરવાની વૃત્તિ.

કાંગ કે કણ સાથવો, મહાકાય જી રે;
તે તેલે મેળવિયો હોય, રૂડા રાય જી રે. ૩૯
એ ભિક્ષા અરથે શુભ છે, મહાકાય જી રે;
આ'ર એ સિદ્ધિપ્રાપ્ય છે સોય, રૂડા રાય જી રે. ૪૦
તે આ'ર પરમ સમાધિએ, મહાકાય જી રે;
કરવો યોગીએ ભક્ષણ, રૂડા રાય જી રે. ૪૧
તવ કેવો વિધિ કરવો જોઇએ, મહાકાય જી રે;
યોગનું કરવા રક્ષણ, રૂડા રાય જી રે. ૪૨
કરી આચમન પૂરવે, મહાકાય જી રે;
એક ચિત્ત થઇ નિરવાણ, રૂડા રાય જી રે. ૪૩
મૌનવ્રતને ધારવું, મહાકાય જી રે;
પછે આપવી આહુતિ જાણ, રૂડા રાય જી રે. ૪૪
'પ્રાણાય' એમ વદી કરી, મહાકાય જી રે;
કે'વું બીજીએ 'અપાનાય', રૂડા રાય જી રે. ૪૫
'સમાનાય' ત્રીજીમાં બોલવું, મહાકાય જી રે;
કે'વું ચોથી આપતાં 'ઉદાનાય', રૂડા રાય જી રે. ૪૬
હવાં પાંચમી જેહ બાકી રહી, મહાકાય જી રે;
અભિધાન તેનું 'વ્યાનાય', રૂડા રાય જી રે. ૪૭
એમ પાંચ આહુતિ આપવી, મહાકાય જી રે;
પછે પ્રાણાયામ ને ન્યાય, રૂડા રાય જી રે. ૪૮
એ પંચ આહુતિ પૃથક્ કરી, મહાકાય જી રે;
સ્વેચ્છાએ યોગી ખાય, રૂડા રાય જી રે. ૪૯

---

૪૦ સિદ્ધિપ્રાપ્ય–સિદ્ધિઓ પ્રાપ્ત કરી આપનારો. ૪૫ પ્રાણાય ઇ૦— પ્રાણાય સ્વાહા, અપાનાય સ્વાહા, સમાનાય સ્વાહા, ઉદાનાય સ્વાહા, વ્યાનાય સ્વાહા, એવા પાંચ મંત્રથી પાંચ ગ્રાસ ખાવા તે પ્રાણાહુતિ કહેવાય છે.

પાનીયપાન એક વાર ત્યાં, મહાકાય જી રે;
યોગીજનથી કરાય, રૂડા રાય જી રે. ૫૦
પછે આચમન કરીકારરી, મહાકાય જી રે;
હૃદે સ્પર્શ કરવો સંત, રૂડા રાય જી રે. ૫૧
એ ભોજનવિધિ સાધુનો, મહાકાય જી રે;
કે'વાય આચરે તે મહંત, રૂડા રાય જી રે. ૫૨
હવાં ભિક્ષુકનાં વ્રત ભાખું હું, મહાકાય જી રે;
ગણના જેની છે પંચ, રૂડા રાય જી રે. ૫૩
બ્રહ્મચર્ય, ત્યાગ, અચોરિકા, મહાકાય જી રે;
અહિંસા અલોભનો સંચ, રૂડા રાય જી રે. ૫૪
હવાં યોગીને યાચવાતણા, મહાકાય જી રે;
ભાખુંછું નિયમ પાંચ, રૂડા રાય જી રે. ૫૫
ગુરૂસેવા, અકોપ, પવિત્રતા, મહાકાય જી રે;
મિતાહારીને આવે ન આંચ, રૂડા રાય જી રે. ૫૬
નિત્યપ્રતિ છે પાંચમો, મહાકાય જી રે;
નામે તો વેદાભ્યાસ, રૂડા રાય જી રે. ૫૭
હોય તત્વભૂત કાર્યસિદ્ધિનું, મહાકાય જી રે;
એ'વું તે યોગીએ કરી અભ્યાસ, રૂડા રાય જી રે. ૫૮
છે વિજ્ઞાનબાહુલ્ય યોગને, મહાકાય જી રે;
વિઘ્ન કરનારૂં સદાય, રૂડા રાય જી રે. ૫૯
આ તો જાણવા જેવું છે, મહાકાય જી રે;
એમ ઝંખી તૃપ્ત ન થાય, રૂડા રાય જી રે. ૬૦

---

૫૦ પાનીયપાન—જળપાન. ૫૪ અચોરિકા—ચોરી ન કરવી તે. ૫૮ હોય ૬૦—જે પોતાની કાર્યસિદ્ધિનું તત્વભૂત (તત્વરૂપ) હોય તે યોગીએ અભ્યાસ કરીને ગ્રહણ કરવું. ૫૯ વિજ્ઞાનબાહુલ્ય—ઘણા પ્રકારનું જ્ઞાન.

કલ્પ સહસ્ર સુધી તેહ તો, મહાકાય જી રે;
ઈચ્છિત વસ્તુમાં અટવાય, રૂડા રાય જી રે. ૬૧
એવું છે માટે યોગીએ, મહાકાય જી રે;
અધીરા નવ થાવું જરાય, રૂડા રાય જી રે. ૬૨
યોગીએ સંગને ત્યાગવો, મહાકાય જી રે;
જીતી લેવો ક્રોધને જાણ, રૂડા રાય જી રે. ૬૩
મિતાહાર કરી સદા સર્વદા, મહાકાય જી રે;
રાખી ઈંદ્રી વશ સુજાણ, રૂડા રાય જી રે. ૬૪
નેત્રાદિ દ્વાર મતિવતી, મહાકાય જી રે;
બંધ રાખીને ધરવો ટેક, રૂડા રાય જી રે. ૬૫
પ્રવેશ સ્વમાનસતણો, મહાકાય જી રે;
કરવો ધ્યાનમાં ધરી વિવેક, રૂડા રાય જી રે. ૬૬
શૂન્યસ્થળે કે ગુફા વિષે, મહાકાય જી રે;
કે એકાંતે વન માંય, રૂડા રાય જી રે. ૬૭
નિત્ય યોગયુક્ત રે'વું યોગીએ, મહાકાય જી રે;
ધ્યાન ધરી એકાંતજ જ્યાંય, રૂડા રાય જી રે. ૬૮
વાણીદંડ કર્મદંડ ને, મહાકાય જી રે;
ત્રીજો માનસદંડ કે'વાય, રૂડા રાય જી રે. ૬૯
એ ત્રયદંડ કબજે જેહને, મહાકાય જી રે;
(તે) મહાત્રિદંડી યતિ ગણાય, રૂડા રાય જી રે. ૭૦
ગુણમય અવગુણમય જેહને, મહાકાય જી રે;
સદસત્ જગત શિવરૂપ, રૂડા રાય જી રે. ૭૧
જેને મન એવું વશ્યું, મહાકાય જી રે;
તેને શા રંક ને ભૂપ, રૂડા રાય જી રે. ૭૨
પ્રિય અપ્રિય સમાન છે, મહાકાય જી રે;

સમાન મૃત્તિકા સુવર્ણ, રૂડા રાય જી રે. ૭૩
એવી નિર્મળ મતિ થઇ ગયે, મહાકાય જી રે;
જાયે અશરણકેરે શર્ણ, રૂડા રાય જી રે. ૭૪
એમ સર્વ ભૂતમાં સમાનતા, મહાકાય જી રે;
જે જોગીજનની થાય, રૂડા રાય જી રે. ૭૫
તે નિર્વિકાર સનાતનબ્રહ્મના, મહાકાય જી રે;
મહામનહર ધામમાં જાય, રૂડા રાય જી રે. ૭૬
પછે આવાગમન ન તેહને, મહાકાય જી રે;
જીવનમુક્ત તે મહાભાગ, રૂડા રાય જી રે. ૭૭
કિંતુ એવા યોગી વિરલા, મહાકાય જી રે;
જાણાય તેને લાગવું પાગ, રૂડા રાય જી રે. ૭૮
વેદ કરતાં સર્વે યજ્ઞની, મહાકાય જી રે;
ક્રિયાઓ શ્રેષ્ઠ મનાય, રૂડા રાય જી રે. ૭૯
વર મખ કરતાં જપ જાણજો, મહાકાય જી રે;
જ્ઞાનપથ જપથી વર ગણાય, રૂડા રાય જી રે. ૮૦
જ્ઞાનમાર્ગ કરતાં પણ શ્રેષ્ઠ જે, મહાકાય જી રે;
પ્રીત્યાસક્તિવિહીન ધ્યાન, રૂડા રાય જી રે. ૮૧
તેવું ધ્યાન હાથ લાગી ગયું, મહાકાય જી રે;
તે મહાબ્રહ્મથી પામ્યો માન, રૂડા રાય જી રે. ૮૨
જે સમ્યક્ ધારણા કરી શકે, મહાકાય જી રે;
બ્રહ્માસક્ત ને સાવધાન, રૂડા રાય જી રે. ૮૩
શુચિ એકાંતવાસી સદા, મહાકાય જી રે;
જીતેંદ્રિય એવો મહાન, રૂડા રાય જી રે. ૮૪

---

૭૬ સનાતન—પ્રાચીન—નિત્ય. ૮૦ જ્ઞાનપથ-જ્ઞાનમાર્ગ. ૮૧ પ્રીત્યાસક્તિવિહીન—પ્રીતિ અને આસક્તિ વગરનું.

આ યોગને તે પામી શકે, મહાકાય જી રે;
પછે સ્વયોગ મેળવે ધરી ધ્યાન, રૂડા રાય જી રે. ૮૫
મુક્તિને મેળવે સત્વરે, મહાકાય જી રે;
થઈ મુક્ત થાયે દેદીપ્યમાન, રૂડા રાય જી રે. ૮૬
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણમાં, મહાકાય જી રે;
પિતાપુત્રસંવાદે આત્મવિવેક, રૂડા રાય જી રે. ૮૭
એકચત્વારિંશોધ્યાય આ, મહાકાય જી રે;
ન અન્ય યોગચર્યા વ્યતિરેક, રૂડા રાય જી રે. ૮૮

વલણ.

યોગચર્યા વ્યતિરેક નથી કાંઇ, આ અધ્યાયની માંય રે;
પુરાણીબાવા સમજે નહિ ત્યાં, દ્વિજજન પૂછે ક્યાંય રે ? ૮૯

## કડવું ૯૭ મું.

રાગ મારૂ.

દત્તગુરૂ કે' અલર્ક સાંભળ્ય, એક ચિત્તે તુંય;
સંશય તારા સર્વ છેદીશ, જાણ્ય જરૂરે હુંય. ૧
એકતાળીશમા અધ્યા' વિષે, કહ્યાં લક્ષણ જેહ;
યોગી એવો યોગધારી, શુદ્ધ નિઃસંદેહ. ૨
સમ્યક્ પ્રકારે યોગમાં તે, સ્થિર થાય પ્રમાણ;
તે સહસ્ર જન્મે કરીને પણ, નવ ચળે નિરવાણ. ૩
યોગમાં અવિચળ થઇ રે', જાણ્ય તેવો જોગી;

---

૮૮ એકચત્વારિંશોધ્યાય—એકતાળીસમો અધ્યાય. ન ૯૦—યોગચર્યા ( યોગાચરણ ) વ્યતિરેક ( શિવાય ) અન્ય કાંઇ આ અધ્યાયમાં નથી.

ઇશ્વરથકી નવ થાય કદીએ, તેહ જન વિયોગી. ૪
હવાં વિશ્વસ્વરૂપ તુજને, કહું કિંચિત આજ;
જેના સર્વ બાજુ પાદ ઉભય, ગ્રીવા મસ્તક સાજ. ૫
તેહ આ છે જગતકેરા, નીપજાવણહાર;
એવા પ્રત્યેક પરમાત્મા નિહાળી, પ્રાપ્તિ અર્થે સાર. ૬
જેહ શ્રમ કરશે સહી તે, ઉતરશે ભવપાર;
તેહ પ્રભુની ભક્તિ કરવા, કહું મંત્રવિચાર. ૭
પાર ઉતર્યા એથકી જન, નહિ તેનો પાર;
જે કલ્યાણકારી છે સદા, ઓમૂતણો ઉચ્ચાર. ૮
એ વિધિ એકાક્ષરમંત્રનો જપ, યોગી કરતા સર્વ;
એજ અધ્ય'ન એમનું ને, એજ મોટું પર્વ. ૯
હવાં એ ઓમૂકારકેરૂં, સ્વરૂપ ભાખું સત્ય;
અકાર ઉકાર મકાર અક્ષર, ત્રણ સ્વરૂપ સુગત્ય. ૧૦
માત્રા કહે વળી એહ ત્રણ ને, ભાખું તેનાં નામ;
સાત્વિકી રાજસી તામસી છે, નામથી અભિરામ. ૧૧
એ વિણ રહી જે અર્ધમાત્રા, નિર્ગુણાભિધાન;
ઉર્ધ્વસ્થાનક તે વશી રહી, અર્ધમાત્રા માન. ૧૨
તેહને ગાંધારી કે'તા, કહું તેહનો આશ્રય;
તેજ ગાંધારી સ્વરતણો, રહી કરી સમાશ્રય. ૧૩
પ્રયોગ એ માત્રાતણો જો, કરે યોગીજન;
તેહની ગતિ હવાં ભાખું, સુણય તું રાજન. ૧૪
પિપીલિકાશી મૂર્ધાસ્થાને, ગતિ કરે નિરવાણ;

૫ ઉભય-બે. જેના બે પગ, ગ્રીવા ( ડોક ) અને મસ્તક વગેરે સાજ ( અવયવો )સર્વ બાજુએ પસરેલાં છે. ૧૨ નિર્ગુણાભિધાન-નિર્ગુણ નામની. ૧૩ ગાંધારી-સાત સ્વરમાંનો ત્રીજો સ્વર.

સ્પર્શ તેનો તેટલો કે', જેહ જાણ સુજાણ. ૧૫
જ્યમ ઓમ્‌કાર પ્રયોગથી, સ્થાન મૂર્ધા પામે;
ત્યમ ઓમ્‌કારમય યોગીપુરૂષ, અક્ષર પામી અક્ષર કામે– ૧૬
આવતો કે રૂપ થાતો, નહિ સંશય એમાં;
અક્ષરરૂપ યોગી થઇ જાયે, ન હોય શંકા જેમાં. ૧૭
બાણ ધનુ ને બાણ આત્મા, છે બ્રહ્મ વેધ્ય નિશાન;
જેમ ધનુથી બાણ છૂટી, ચોટી નિશાન સમાન– ૧૮
રૂપ થાય નિશાનકેરૂં, વદે એમ મહાન;
તેમ આત્મા બ્રહ્મ પામી, તન્મય બને તે સ્થાન. ૧૯
તેણે કરી સાવધપણે નૃપ, નિશાન પાડવું જાણ;
ઓમ્‌કાર અક્ષર નિગમ ત્રણ, છે ત્રણલોક સુજાણ. ૨૦
ત્રણ અગ્નિનાં ત્રણ રૂપ એ, છે વિધિ વિષ્ણુ શિવ;
ઋગ્વેદ ને યજુર્ એ છે, સામવેદ સજીવ. ૨૧
પરમાર્થ રૂપે કરી તેની, જાણવી માત્રાય;
સાડા ત્રણકેરૂં માપ કે'છે, કે' મોટી મહાયાત્રાય. ૨૨
જેહ યોગ્યાસકત એમાં, થાય જેણી વાર;
તેહમાં તે લીન થઇને, જાય ભવની પાર. ૨૩
અકાર પૃથ્વીલોક છે, ઉકાર ભુવર્લોક;
અર્ધમાત્રા સહિત જાણો, છે મકાર સ્વર્ગલોક. ૨૪
કલ્પના એવી કરી છે, શાસ્ત્ર ને પુરાણ;

---

૧૫ પિપીલિકાશી ઈ૦—જેમ કીડી માથામાં ચાલતી હોય તેનો જેટલો સ્પર્શ માલમ પડે તેટલો સ્પર્શ ગાંધારીમાત્રાનો પ્રયોગ કરવાથી માલમ પડે છે.

૧૬ જ્યમ ઈ૦—જેમ પ્રયોગ કરવાથી ઓમ્‌કાર મૂર્ધાસ્થાનને પામે છે, તેમ ઓમ્‌કારમય યોગીપુરૂષ અક્ષરબ્રહ્મને પામીને અક્ષરબ્રહ્મરૂપ થાય છે. ૨૦ નિગમ–વેદ. ૨૩ યોગ્યાસક્ત–યોગી આસક્ત, એવો છેદ કરવો.

પ્રશંસાએ મંત્રકેરી, વળી વદુ હું વાણ. ૨૫
એની પૂર્વ માત્રા વ્યક્ત કે'છે, અવ્યક્ત કે'છે બીજી;
ચિચ્છક્તિ ત્રીજીને કહે નૃપ, અર્ધે પરમપદ રીઝી. ૨૬
એમ અર્ધી માત્રા પરમપદમાં, યોજતા યોગીંદ્ર;
તે તેમ છે તું જાણ્ય નિશ્ચે, મહતરૂપ મહીંદ્ર. ૨૭
એ અનુક્રમ રાખી જાણવી, ભૂમિકા સહુ યોગની;
ઓમ્‌તણા ઉચ્ચારથી, સદસત્‌ માત્રે થોકની. ૨૮
આવી જાયે ગણતરી નૃપ, વધું વેદ સત્ય;
સ્પષ્ટિકરણ પુરાણ કરતાં, નિગમની ગૂઢ ગત્ય. ૨૯
પ્રથમ માત્રા -હ્રસ્વ છે, અન્ય દીર્ઘ પ્રમાણ;
તૃતીયને જન પ્લુત કે'તા, અર્ધીતણું અનુમાન:- ૩૦
કરી શક્યા નથી કોઈ જન, સુણ્યું નથી કંઇ કાન;
માહાત્મ્ય હાવાં એનું ભાખું, સુણ્ય હે રાજાન. ૩૧
એ વિધે ઓમ્‌કાર નામે, પરમ અક્ષર બ્રહ્મ;
જે જન સારી પેર જાણે, તે સુખ પામે પર્મ. ૩૨
એહ મંત્રનું ધ્યાન ધરતાં, ત્રણ બંધનથકી મૂકાય;
સંસારચક્રને પડ્યું મૂકી, પરબ્રહ્મમાં લીન થાય. ૩૩
જો યોગીકેરાં કર્મબંધન, ક્ષીણ થયાં નવ હોય;
અરિષ્ટલક્ષણે તો તે યોગી, મૃત્યુ જાણે સોય. ૩૪

---

૨૬ પૂર્વ માત્રા—અકાર. વ્યક્ત—(કાર્ય રૂપ.) બીજી—ઉકાર. અવ્યક્ત—(કારણ રૂપ.) ત્રીજી—મકાર. ચિચ્છક્તિ—ચૈતન્ય રૂપ શક્તિ. અર્ધે—અર્ધી માત્રા જે તાદાત્મક છે તે. પરમપદ—મુક્તિ.

૨૮ સદસત્‌ ઈ૦—સત્‌ તથા અસત્‌ માત્ર સઘળા સમુદાયની ગણતરી ઓમ્‌ના ઉચ્ચારમાં આવી જાયછે.

૩૪ અરિષ્ટ લક્ષણે—મૃત્યુને સૂચવનારાં ચિન્હવડે.

મૃત્યુ જાણી મૃત્યુકાળે, સંભારીને અરિષ્ટ;
યોગીત્વને યોગીંદ્ર પામે, ફરી પાછો શિષ્ટ. ૩૫
એમ છે માટે યોગ જેનો, નવ થયો હોય સિદ્ધ;
વા દશ દિશાએ થઇ ગયો હોય, સિદ્ધ યોગ પ્રસિદ્ધ. ૩૬
સદા તેવા યોગીએ, અરિષ્ટ જાણી છોડવાં;
જેથી મરણકાળે ભય જતો રહે, જાય સર્વ વખોડવાં. ૩૭
પુરાણીને આ યોગ કેવો, યોગ ધનનો ધન્ય;
કિંતુ તે નવ સાથ આવે, સુત દારા અન્ય. ૩૮
સર્વને ઉપદેશ ઘો, પુરાણીબાવા જાણ;
તદા મારો વસે ક્યાંહો, ઉપદેશ પ્રમાણ. ૩૯

### વલણ.

પ્રમાણભૂત ઉપદેશ મારો, ન માને પુરાણી દેવ રે;
સમજાવી સમજાવી કરૂં હું, વિપ્ર વિપ્રની સેવ રે. ૪૦

## કડવું ૯૮ મું.

### રાગ વસંત.

જગગુરૂ કહે સુણ્ય રાય જી, કહું અરિષ્ટની વાત;
જે જોયાથકી જોગીને, જણાય મૃત્યુ પ્રખ્યાત. ટેક. ૧
યોગજ્ઞાન યોગી સદા, મૃત્યુ પારખે પૂર;
પોતાને મરવું ક્યાહરે, જાણે તેહ જરૂર. જગગુરૂ૦ ૨
તે જોગી અરિષ્ટથી જાણતા, કહું તેહ અરિષ્ઠ;
નભગંગા ધ્રુવ તારિકા, શુક્ર તારો વરિષ્ટ. જગગુરૂ૦ ૩
ચંદ્રપ્રતિબિંબ અરૂંધતી, જેને નવ જણાય;

૩ નભગંગા—આકાશગંગા. તારિકા— તારો.

તે એક સંવત્સર નવ જીવે, સુણ્ય અલર્કરાય. જગગુરૂ૦ ૪
જુએ સૂર્યબિંબ કિરણવનું, વન્હિ કિરણવાળો દેખાય;
એકાદશ માસ તે સહી, ધરે નરવર કાય. જગગુરૂ૦ ૫
જે નર વાંતિપદાર્થમાં, મૂત્ર કે પુરીષમાંય;
પ્રત્યક્ષ સોનું રૂપું જુએ, કે આવે સ્વપ્ન જ્યાંય. જગગુરૂ૦ ૬
તે દશ માસ જીવી શકે, સુણ્ય અલર્ક ભૂપ;
પ્રેત પિશાચાદિક સહી, ગંધર્વનગર અનુપ. જગગુરૂ૦ ૭
વા સુવર્ણમય દ્રુમ દેખતો, તે જીવે નવ માસ;
નિશ્ચે મરે સંશય નહિ, ન કરવી કોઇએ આશ. જગગુરૂ૦ ૮
પુષ્ટ સૂકાઇ જાય જે, શુષ્ક થાયે પુષ્ટ;
જે સ્વપ્રકૃતિથી નિવૃત્ત થયો, રે' અષ્ટ માસ સંતુષ્ટ. જગગુરૂ૦ ૯
જેહ ધૂલિકા કે કર્દમે, મૂકે પગ નિરવાણ;
તે આગલ્યા ભાગથી ભાગલું, જોતાં થાયે જાણ. જગગુરૂ૦ ૧૦
એમ ખંડિત પગલું જોઇને, કરવો મન વિચાર;
સપ્ત માસ એ જીવશે, કરવો એમ નિરધાર. જગગુરૂ૦ ૧૧
જે માનવ મસ્તક ઉપરે, બેસે ગૃધ્ર કપોત;
કાકોલ કે વળી કાગડો, અન્ય પંખી શોણિત સ્રોત. જગગુરૂ૦ ૧૨
આવી અદર્શ થઇ જાય તે, જોતા જોતાની માંય;
તે ચિન્હ જોઇ જોગી કહે, મરે થાય ખટ માસ જ્યાંય. જગગુરૂ૦ ૧૩
કાગડાની હાર્યો અંગ પરે, કરે આવી ચંચુ પ્રહાર;
વા જે નરપર વૃષ્ટિધૂળની, થતી દેખાય સાર. જગગુરૂ૦ ૧૪
ત્યમ સ્વછાયા જુએ બીજે રૂપે, તે જીવે પંચ માસ;

---

૬ પુરીષ—મળ. ૧૦ ભાગલું.—(પગલુ.). ૧૨ ગૃધ્ર—ગીધ. કપોત—હોલો. કાકોલ—પાણી કાગડો.

વળી ચાર માસ કહ્યું તેહનું, જીવતર પ્રકાશ. જગગુરૂ૦ ૧૫
વાદળ ચઢી આવ્યા વિના, દક્ષિણ દિશાએ વીજ;
થતી જાણીએ દૃષ્ટિએ, અન્ન ઉગે વણબીજ. જગગુરૂ૦ ૧૬
વા રાત્રિએ ઇંદ્રધનુષ્ય જુએ, તેનું આયુષ્ય જાણ;
બે કે ત્રણ માસમાં સહી, આવી રહ્યું નિરવાણ. જગગુરૂ૦ ૧૭
ઉષ્ણ ઘૃત કે તેલમાં, આદર્શે અવિધાર;
જોયા છતાં દેખાય નહિ, અંગ રંગ અપાર. જગગુરૂ૦ ૧૮
વા મસ્તકવિહોણું ધડ જુએ, જે જન જાતોજાત;
તે એક માસ જીવે સહી, કહી યોગશાસ્ત્રે વાત. જગગુ૦ ૧૯
જે યોગીના અંગનો, ગંધ અજ સમાન;
વા શબ સમાન આવે સહી, તેના આયુષ્યનું અનુમાન.-જગગુરૂ૦૨૦
કરી લેવું અર્ધમાસનું, ફરે નવ રતિ તેહ;
દુકાળ ત્યારે જાણવો, ન ગર્જે અષાઢે મેહ. જગગુરૂ૦ ૨૧
જે નરને ના'તાં સહી, લાગી નવ વાર;
તોય હૃદય પાદ સૂકાઇ ગયાં, કંઠે સોષ અપાર. જગગુરૂ૦ ૨૨
તે દશ દિવસનો પરૂણલો, જાણવો જરૂર;
ફેર નહિ એ વાતમાં, સાચું માન્ય તું શૂર. જગગુરૂ૦ ૨૩
ભેદાયલો વાયુ જેહનાં, મર્મસ્થળ છેદ જાણ;
રોમાંચ થાય ન જળ અડચે, તેના જાય નક્કી પ્રાણ. જગગુરૂ૦ ૨૪
સમય ન નિશ્ચે એહનો, પણ જાણવું સત્ય;
અત્યય પાસે આવિયું, મળી લેવું અપત્ય. જગગુરૂ૦ ૨૫

---

૧૫ સ્વછાયા—પોતાની છાયા. ૧૮ આદર્શે—આરસીમાં. ૨૪ ભેદાયલો—વૃક્ષાદિકમાં અથડાઇને આવેલો. ૨૫ અત્યય—નાશ—મૃત્યુ. અપત્ય—છોકરાં. અર્થાત્ તેણે છોકરાં છૈયાંને છેલ્લુંવેલું મળી લેવું.

જે નર મર્કટ ભલ્લુક વાહને, બેશી જાય સ્વપન;
ગીત ગાઇ દક્ષિણ દિશે, તેનું જાણ નિધન. જગગુરૂ૦ ૨૬
એવાં ચિન્હ જુએ જદા, તદા થાય શું ત્યાંય;
(અત્યય)કાળની વાટ જુએ નહિ, લઇ જતાં જીવજ્યાંય. જગગુરૂ૦ ૨૭
જે નર સ્વપ્નામાં જુએ, રક્તકૃષ્ણ વસ્ત્રવતી નાર;
હસતી રમતી ગાતી જાય તે, દક્ષિણ દિશ મોઝાર. જગગુરૂ૦ ૨૮
તે નર જીવે નહિ નકી, ઘડી પલક કે પો'ર;
યોગે નિર્ણય કરી કહ્યું, સુણ્ય ઋતુધ્વજકિશોર. જગગુરૂ૦ ૨૯
જે જન સ્વપ્ને નગ્ન થઇ, હસતો રમતો જણાય;
બલિષ્ટ બૌદ્ધમાર્ગી યતિ, જતો એકલો દેખાય. જગગુરૂ૦ ૩૦
તે નરને નિધન નિકટ વર્ત્યું, જાણ હે મહાકાય;
જે નર પગથી તે શિર લગી, કર્દમે ગરકાય. જગગુરૂ૦ ૩૧
કર્દમનિધિમાં બૂડતો, જનજાત જોવાય;
તેનું મૃત્યુ ચાલે ઉતાવળું, ઝાઝી વાર ન થાય. જગગુરૂ૦ ૩૨
કેશ લાળા રક્ષા સર્પ ને, નદી જળવિહીન;
સ્વપ્નામાં દેખે સહી, થાય તે નર દીન. જગગુરૂ૦ ૩૩
દશ દિવસ ભાગ્યે બચે, કદા જીવ્યો જાણ;
તો એકાદશમે દિવસે મરે, એવો નર નિરવાણ. જગગુરૂ૦ ૩૪
ક્રૂર કાળા બિહામણા, ઉગામી રાખ્યાં આયુધ;
એવા નર સ્વપ્ને દીસે, પાણે ધર્યા પાષાણ શુદ્ધ. જગગુરૂ૦ ૩૫
તેવડે મારે જેહને, તેહનો જોનાર;
તત્કાળે મૃત્યુ પામશે, નૃપવર નિરધાર. જગગુરૂ૦ ૩૬

---

૨૬ ભલ્લુક—રીંછ. નિધન—મૃત્યુ. ૨૯ ઋતુધ્વજકિશોર—ઋતુધ્વજના પુત્ર—અલર્ક! ૩૨ જનજાત—મનુષ્ય. ૩૩ લાળા—અંગારા. રક્ષા—રાખોડી.

સમયસૂર્યોદય જોઇને, અથવા નરની ચોપાસ;
ફાલું રડે ગરજી ઘણી, તજવી તેણે જીવિતઆશ.જગગુરૂ૦ ૩૭
જે નરે ખાધું અબઘડી, લાગે વળી પાછી ભૂખ;
તેવડે હૃદય ચુંથાય છે, ખાલી થઇ જાણે કૂખ. જગગુરૂ૦ ૩૮
દાંત કકડે શિતવિણ સદા, તે નવ જીવે જાણ;
હતો નહોતો થઇ જાય તે, જાણ સત્ય સુજાણ. જગગુરૂ૦ ૩૯
દીપક ગંધ ન આવતો, ઊઠે ઉધડકી જેહ;
ભલે દિવસ કે રાત્રિ હો, ઉપજે અતિ સંદેહ. જગગુરૂ૦ ૪૦
વળી પ્રતિબિંબ પોતાતણું, અન્ય નેત્રે નવ દેખાય;
તે નર ઝાઝું જીવે નહિ, સુણ્ય શાણા તું રાય. જગગુરૂ૦ ૪૧
ઇંદ્રધનુષ્ય જોઇ રાત્રીએ, દિવસે તારાગણ દૃષ્ટ;
આત્મદર્શીએ જાણવું નકી, આવ્યું આયુષ્યે કષ્ટ. જગગુરૂ૦ ૪૨
નાસિકા વાંકી થઇ રહે, કર્ણ નમી નમી જાય;
કે ઉર્ધ્વ થઇ તે રહે, નેત્રે વહે વારિ રાય. જગગુરૂ૦ ૪૩
તેણે જીવતર આશા મૂકવી, યોગી ભોગીએ ભૂપાળ;
નીરોગીએ મરવું જાણવું, જોવા આવ્યો કાળકરાળ. જગગુરૂ૦ ૪૪
વદન કાંતિ રક્ત થઇ, કાળપ રસનાએ સાર;
ચતુર ચિન્હ એવાં લહી, કરે નિધનવિચાર. જગગુરૂ૦ ૪૫
સ્વપ્ન વિષે બેશી કરી, ઉષ્ટ્ર ઉપર જેહ;
કે રાસભવાહને બેશીને, જાય દક્ષિણદેશ ઉજેહ. જગગુરૂ૦ ૪૬
તેનું મૃત્યુ ઢુંકડું, આવી લાગ્યું હાથ;
ફેર રતિ પડે નહિ, જાણ હે નરનાથ. જગગુરૂ૦ ૪૭
કર્ણબંધ કરતાં જેને, ન સંભળાય અંગ અવાજ;

---

૪૦ ઉધડકી ઊઠે—ચમકી ઊઠે. ૪૬ ઉષ્ટ્ર—ઊંટ. રાસભ—ગધેડું.

(જેની)ફીકીનું રત્ન જતું રહ્યું, કથળ્યું તેનું જીવિતકાજ. જગગુરૂ૦ ૪૮

સ્વપ્ને પડયો નર ગર્તમાં, પછે તેનું દ્વાર દેવાય;
તેમ ઉઠાય ન તેમાંથકી, તેણે ઘડી ઇક ન લે'વાય.જગગુરૂ૦ ૪૯

ઘડીઓ ગણાઇ જાય જીવની, છેલ્લી પળ ન જણાય;
દ્રવ્ય દાટ્યું રહે ભૂમિમાં, ભલપણ ન ભણાય. જગગુરૂ૦ ૫૦

ચક્ષુ ચઢી જાય ઉર્ધ્વમાં, રહે નવ સ્થિર તેહ;
અધોગતિ કરે રક્ત થઇ, ચક્ષમાંની તેહ. જગગુરૂ૦ ૫૧

વદનશ્વાસ નાભિ બીજી, શીતળ અતિ જણાય;
તે ચિન્હ જોઇ જાણવું, અત્યયકાળ ગણાય. જગગુરૂ૦ ૫૨

અગ્નિ કે જળમાં પેશીને, નવ નીકળે જે બા'ર;
સ્વપ્નામાં એવું દખતો, તે મરે નિરધાર. જગગુરૂ૦ ૫૩

ભૂતથકી દિવારાત્રિએ, જેહ હણાય રોજ;
તે સાત રાત્રિ જીવે સહી, કરી જોઇ સત્ય ખોજ. જગગુરૂ૦ ૫૪

જેહ પુરૂષ જુએ સહી, સ્વનિર્મળ શ્વેત વસ્ત્ર;
કે રાતું હોય તેહને, કાળું જુએ જેવું શસ્ત્ર. જપગુરૂ૦ ૫૫

તેણે નિધન નિકટ જાણવું, કરી લેવું કાંઇ પુણ્ય;
દેહ ગયા પછે તાહરે, નવ ખંડ નભશૂન્ય. જગગુરૂ૦ ૫૬

સ્વભાવ અથવા પ્રકૃતિ, બદલાય જે દિન;
તે દિવસે જાણવું, માછીએ સાહ્યું મીન. જગગુરૂ૦ ૫૭

એટલે યમકિંકર આવી ઊભા, તેને લઇ જવા જાણ;
વાર કરે નહિ અર્ધ ઘડી, વધું યોગશાસ્ત્રે પ્રમાણ. જગગુરૂ૦ ૫૮

વિનય ગુણ નિરંતર રહ્યો, વશી વપુ મોઝાર;

---

૪૮ અંગ અવાજ—શરીરની અંદરનો અવાજ. ૪૯ ગર્ત—ખાડો. ૫૨ નાભિ–ડુંટી. ૫૬ નભશૂન્ય—આકાશના જેવાં શૂન્ય. ૫૭ માછીએ ૯૦-કાળ રૂપ માછીએ જીવિત રૂપ મીન સાહ્યું.

(જેન)પૂજ્યા તેને પૂછતો નથી, કરી અપમાન અપાર.    જગગુરૂ૦ ૫૯

વંધ્યા તેને નિંદે રહ્યો, માત તાત જામાત્ર;
કરે કુથલી એમની, થઇ જઇ કુપાત્ર.    જગગુરૂ૦ ૬૦

તેણે જાણવું કે દાંડો ફર્યો, થઈ કૃત્ય ફિતુર;
જોત જોતાં ફાટી જતે, ઉડી ગયું અંકુર.    જગગુરૂ૦ ૬૧

એમ ભણ્યા ગણ્યા અવગણ્યા, તેહ પામે નિધન;
વિચક્ષણ જન જાણી લે, આવ્યો હવાં મરણનો દિન. જગગુરૂ૦ ૬૨

અહો નરપતિ સુણ્ય તું, મન કરી વિવેક;
એ અરિષ્ટ સંવત્સર અંતમાં, આપે ફળ અનેક. જગગુરૂ૦ ૬૩

તે યોગીએ જાણવાં, યત્ને કરી દિન રાત;
તે યોગી યોગે થઈ છતો, થાય પુર પ્રખ્યાત.    જગગુરૂ૦ ૬૪

એની ભયંકર ફળહારચ છે, તેને જોવી જઇ સ્પષ્ટ;
સમયાનુકૂળ કારજ કરી, રાખવી રૂડી દ્રષ્ટ.    જગગુરૂ૦ ૬૫

તે સમયને સિદ્ધ જાણીને, કરવો નિર્ભય સ્થળે વાસ;
તે સુખ શાંતિ પામતા, ટળે ભવના પાશ.    જગગુરૂ૦ ૬૬

તે ફળદાયી કાળ ન જાય જયમ, નિષ્ફળ હે નરેશ;
તેવી ધારણા યોગીએ ધારવી, હારે જેથી શેષ મહેશ. જગગુરૂ૦ ૬૭

અરિષ્ટને જોઇ જોગીએ, તજવી અત્યયબીક;
અરિષ્ટ સ્વભાવને જાણવો, કાળવિભાગ ઠીકાઠીક.    જગગુરૂ૦ ૬૮

એમ નિશ્ચય કરી કાળનો, પછે કરવું કેમ;
તેહ વર્ણવી દાખવું, યોગીજનનું ક્ષેમ.    જગગુરૂ૦ ૬૯

જ્યાં એ કાળ કર્મ આવિયો, કે યોગજ્ઞાતે જાણ;
ધારણા કરવી યોગની, શુદ્ધ મને સુજાણ.    જગગુરૂ૦ ૭૦

---

૬૦ જામાત્ર—જમાઇ. ૬૨ એમ ૪૦—એવીજ રીતે જે પુરૂષે ભણેલા ગણેલા પંડિતોની અવગણના કરી. ૬૫ ફળહાસ્ય—ફળની પંક્તિ.

દિવસના પૂર્વ ભાગમાં, કે ઉત્તર ભાગે સાર;
મધ્યાન્હે વા રાત્રિએ, દીઠું હોય અરિષ્ટ જેવાર. જગગુરૂ૦ ૭૧
તે સમય સુધી યોગીએ, યોગ ધરવો શુદ્ધ;
અરિષ્ટનો દિન આવે ત્યાંસુધી, ન તજવો યોગ બુધ. જગગુરૂ૦ ૭૨
આત્મજ્ઞ યોગીએ પછે, કરવો ભયકેરો ત્યાગ;
અરિષ્ટ કાળને જીતવો, સ્થિર થવું મહાભાગ. જગગુરૂ૦ ૭૩
જ્યાં ગયે માનસ સ્થિર રે', ત્યાં જઇ ધરવો યોગ;
તજવા નાના પ્રકારના, ભોગ્ય સમ્યક્ ભોગ. જગગુરૂ૦ ૭૪
સત્વ રજ તમ જીતવા, પોતાની મેળે જાણ;
આત્મામાં તદ્રૂપ થઇ જવું, યોગી નર નિરવાણ. જગગુરૂ૦ ૭૫
ચતુરે ચિદ્વૃત્તિને ત્યાગવી, બીજા બાધ તમામ;
એવું થયે સુખ ભોગવે, યોગી મહાનામ. જગગુરૂ૦ ૭૬
એવું થયા પછી ભોગવે, યોગી જે સુખ;
તેહ કિંચિત્ વર્ણન કરૂં, તારૂં ટાળવા દુઃખ. જગગુરૂ૦ ૭૭
પરમપદ યોગી પામતો, ઇંદ્રિઅગમ્ય જેહ;
વાણીથી વર્ણાઇ નવ શકે ઉદ્યોત ઉજેહ. જગગુરૂ૦ ૭૮
એવું મુક્તિધામ મુનિ પામતો, જ્યાં સુખ વસ્તુ સર્વ;
મોક્ષનિધિમાં નાહ્યા કરે, જેનો ગયો તનગર્વ. જગગુરૂ૦ ૭૯
અહો અલર્ક આ મેં કહ્યું, જ્ઞાન શુદ્ધ સ્વરૂપ;
યોગવિદ્યા કંઇ દાખવી, જેનું રૂપ અનુપ. જગગુરૂ૦ ૮૦
હવાં વળી રહ્યું એક છે, કહી દાખવું તેહ;
એક ચિત્તે સુણય સર્વ તું, થઇ નિઃસંદેહ. જગગુરૂ૦ ૮૧

---

૭૬ ચિદ્વૃત્તિ—હું ચેતન માત્ર છું એવી વૃત્તિ. ૭૮ ઇંદ્રિઅગમ્ય—જેને ઇંદ્રિયો જાણી ન શકે એવું.

હવાં બ્રહ્મ કહ્યો મેં જે તુંને, તે મળે કેઈ રીત;
સંક્ષિપમાં કહી દાખવું, કરી પૂર્ણ પ્રતીત. જગગુરૂ૦ ૮૨
હજુ મન નથી તારૂં નિર્મળું, માટે દેઉં દષ્ટાંત;
તેવડે તું સમજીશ સહું, જોઇ સત્યસિદ્ધાંત. જગગુરૂ૦ ૮૩
જે વિધે ચંદ્રકાંત મણિ, ચંદ્રકિરણ સંયોગઃ—
થવાથી જળ ઉપજાવતો, જન જાણીતો છે વિયોગ. જગગુરૂ૦ ૮૪
એહ દષ્ટાંતે યોગીએ, પરમાત્મા ને યોગ;
વિજ્ઞાન મેળવવું જોઇએ, (કરી) તનયોગ નીરોગ. જગગુરૂ૦ ૮૫
બીજું દષ્ટાંત કહુ હવાં, ગ્રહે તેનું સિદ્ધાંત;
સૂર્યકાંતમણિ જે રીતે, સૂર્યકિરણયોગથી શાંત. જગગુરૂ૦ ૮૬
એટલે જૂદા છે સદા, તોય કરે અગ્નિ પ્રકટ;
તે રીતે પરમાત્માના યોગથી, જ્ઞાન ગ્રે'વું નિકટ. જગગુરૂ૦ ૮૭
વળી બીજું દષ્ટાંત કહું, સમજ તેનું સિદ્ધાંત;
મન ન ચળાવીશ યોગમે, સુણ્ય થઈ મહાશાંત. જગગુરૂ૦ ૮૮
નર ઘર બાંધે ભૂમિમાં, સમજી પોતાનું જાણ;
પિપીલિકા જાણે માહરૂં, નકુલ નિરવાણ. જગગુરૂ૦ ૮૯
મૂષક જાણે પોતાતણું, ઉર્ણનાભને એમ;
ગલ નાખી ગરોળી કે', કંઇ સાચવ ક્ષેમ. જગગુરૂ૦ ૯૦
મરાય સહી તેણેથકી, તોય જંત નવ તજાય;
ત્યારે સ્વામિત્વ ખરૂં તેમનું, વેદ પુરાણ ગાય. જગગુરૂ૦ ૯૧
પણ તેહ મંદિર પડી ગયું, એટલે પ્રાણી સર્વ;

---

૮૪ જન ઈ૦—તેમનો વિયોગ જનમાં જાણીતો છે–અર્થાત્ ચંદ્રકાંત અને ચંદ્ર એ ભિન્ન છે એમ છતાં પણ જેમ ચંદ્રકાંતમાં ચંદ્રના યોગથી જળ ઉપજે છે, તેમ પરમાત્મા અને યોગક્રિયાના સંયોગથી જ્ઞાન ઉપજાવવું.
૯૦ ઊર્ણનાભ—કરોળિયો.

બીજા ગૃહે જઇ ઘણી બણે, માની મોટું તે પર્વ.જગગુરૂ૦ ૯૨
હવાં દુઃખ થાય જે દીલમાં, ગૃહ પડવાથી જાણ;
તે તો તેના બાંધનારને, ન જંતુ મન આણ. જગગુરૂ૦ ૯૩
જંતુને દુઃખ ન થાય કંઇ, જેહ આવી રે'નાર;
દુઃખ તો બાંધણહારને, કરી જો તું વિચાર. જગગુરૂ૦ ૯૪
એ રીતે યોગીજને સદા, કરવું સિદ્ધિને માટ;
અનાસક્તિ ધરી દેહમાં, વરતવું આરે વાટ. જગગુરૂ૦ ૯૫
વળી દષ્ટાંત કહું અવનવું, સમજી લેજે સિદ્ધાંત;
સમય ન આવો સાંપડે, કરચ મન તુજ શાંત. જગગુરૂ૦ ૯૬
જેમ ભૃંગી નાની અતિઘણી, તેનું તુંડ નાનું તેમ;
તોય તેણેકરી લાવતી, મૃત્તિકા મહા કેમ? જગગુરૂ૦ ૯૭
તે જોઇ જીવને શોચના, કે થાય અતિ વિચાર;
આવડું મોટું ઘર કર્યું, કયમ કરી નિરધાર. જગગુરૂ૦ ૯૮
તેહ પ્રકારે યોગીએ, ધીમે ધીમે કરી શોધ;
સાધન સંપાદવાં સહી, લઈ બ્રહ્મપ્રાપ્તિનો બોધ. જગગુરૂ૦ ૯૯
વળી દૃષ્ટાંત આપું તને, સમજી જા સિદ્ધાંત;
વાર ન થાયે એવડી, હવાં થયો મહાંત. જગગુરૂ૦૧૦૦
પુષ્પ પર્ણ ફળયુક્ત છે, વૃક્ષ ઊભો વિશાળ;
તે પશુ પંખી માનવવડે, ક્ષય થાય ભૂપાળ. જગગુરૂ૦૧૦૧
દિનપરદિન ક્ષય થાય છે, તેહ વૃક્ષનાં મૂળ;
તેથી ઘટે થોડાં થોડાં, તેનાં ફળ અને ફૂલ. જગગુરૂ૦૧૦૨
તે રીતે વિતનુવિકારથી, થતો દેહનો નાશ;
તે જાણી યોગાભ્યાસી થવું, પ્રીતિ કરી પ્રકાશ. જગગુરૂ૦૧૦૩
વળી દષ્ટાંત આગે કહું, સમજી જા તું સિદ્ધાંત;

૯૭ ભૃંગી—ભમરી. તુંડ— મુખ. મહા—ઘણી. ૧૦૩ વિતનુ—કામ.

આકૃતિએ અવલોકું હું, થયો નૃપ તું દાંત. જગગુરૂ૦ ૧૦૪
જ્યમ મૃગબાલનું શૃંગઅગ્ર જે, અતિ લઘુ જણાય;
તેમ તિલક તેના ભાળનું, સૂક્ષ્મતર લેંવાય. જગગુરૂ૦ ૧૦૫
કિંતુ દિવસે દિવસે વૃદ્ધિ પામતાં, જ્યમ જાણે ન કોઇ;
શૃંગ તિલક વધે જ્યાં સુધી, વાધે હરિણ સોઇ. જગગુરૂ૦ ૧૦૬
તેહ પ્રકારે યોગીએ, હરઘડીએ જાણ;
સાધન વિષે કુશળ રહી, કરવું સિદ્ધિ પ્રમાણ. જગગુરૂ૦ ૧૦૭
કોઇ ન જાણે એ રીતથી, સિદ્ધિ મેળવવી સત્ય;
યોગસિદ્ધિથકી આતમા, જાણે મહામત્ય. જગગુરૂ૦ ૧૦૮
હવાં શિખામણ યોગીએ સહી, લેવી કેવી પેર;
તેહ તને હું દાખવુ, કરી મોટી મે'ર. જગગુરૂ૦ ૧૦૯
પાણીનો કુંભ માથે ધરી, ચઢતી ઉંચેરી નાર;
તે જોઇ જોગીજને સદા, કરવો મનમાં વિચાર. જગગુરૂ૦ ૧૧૦
શિરપર કુંભ ભર્યો ધર્યો, જુએ ચારે પાસ;
પણ જળ ન હાલે ઘડાતણું, કે થાય નવ તેનો નાશ. જગગુરૂ૦ ૧૧૧
એ ચતુરાની ચિત્તવૃત્તિ છે, ઘટમાં નિરધાર;
કારવ્યવહાર કરે જતી, પણ ઉર ઘટ વિચાર. જગગુરૂ૦ ૧૧૨
ત્યમ યોગી હોયે જો કદી, બહિર્ વ્યવહારે જાણ;
કિંતુ અંતઃકર્ણની વૃત્તિને, સ્થિર કરવી સુજાણ. જગગુરૂ૦ ૧૧૩
તેને પરમાત્મામાં પરોવની, કરવી અચળ અપાર;
પછે આવી લાગ્યા કરવા સહી, કર્મ જેહ વ્યાપાર. જગગુરૂ૦ ૧૧૪
જ્યમ જળાશય ભર્યું પૂર્ણ જોઇ, જન જાય ધરી આશ;

---

૧૦૬ સોઇ—તે.

જળગ્રહે જોઈએ જેટલું, નવ કરે સર્વની આશ. જગગુરૂ૦ ૧૧૫
મન ગમતું પાણી મળે, થાય તેહ કૃતકૃત્ય;
એહ દૃષ્ટાંતે યોગીએ, ધરવી મહામત્ય. જગગુરૂ૦ ૧૧૬
યોગીએ લોક નિગમથકી, લેવું અર્થ જેટલું જાણ;
બીજાને પડ્યું મૂકવું, થઇ કૃતકૃત્ય પ્રમાણ. જગગુરૂ૦ ૧૧૭
જ્યહાં નિવાસ ત્યાં ગેહ છે, જેથી જીવાય તે ભોજન;
જેથી કાર્ય થાયે આપણું, તેહ પોતાનું સજ્જન. જગગુરૂ૦ ૧૧૮
એમાં મમતા કેઇ વિધે, રાખતા મનુષ્ય;
અચળ ન રે'વું કોઇએ, બાંધ્યું બંધ આયુષ્ય. જગગુરૂ૦ ૧૧૯
જ્યમ પદાર્થ ન પાસ તે, જોઇએ જનની જાણ;
બીજા પાસેથી લાવી કરી, કાર્ય કરે સુજાણ. જગગુરૂ૦ ૧૨૦
એમ કારજ કરી લે સહી, પરની લઇ વસ્ત;
નવ હોયે પોતાતણી, તોય સરે અર્થ સમસ્ત. જગગુરૂ૦ ૧૨૧
તેહ પ્રમાણે યોગીએ, કરવું નિરવાણ;
મત્યાદિક છે પારકાં, તેવડે કરવું પ્રમાણ. જગગુરૂ૦ ૧૨૨
પરપુરૂષનું સાધન સહી, કરી લેવું પૂર;
એમ કરતા તે જાણવા, સંત શિરોમણિ શૂર. જગગુરૂ૦ ૧૨૩
જડ કહે જનક સાંભળો, અલર્ક કથાય;
એમ ઉપદેશ કર્યો ગુરૂ, પ્રબોધ્યો મહારાય. જગગુરૂ૦ ૧૨૪
તવ અલર્ક નમિયો પાગમાં, ઉચ્ચર્યો મુખ આમ;
અત્રિસૂનુદત્તદેવજી, કરૂં લળી લળી પ્રણામ.
નમન કરૂં હું નરહરિ. ૧૨૫

---

૧૧૫ ભગવદ્ગીતામાં પણ એજ અર્થનું વાક્યછે: " यावानर्थउदपाने सर्वतःसंप्लुतोदके । तावान्सर्वेषुवेदेषुब्राह्मणस्यविजानतः" । —અર્થ ૧૧૫-૧૧૬-૧૧૭ માં કહ્યો તેજ છે. ૧૧૬ કૃતકૃત્ય—સાર્થક. ૧૧૮ ગેહ—ઘર.

હવાં કહું ભાગ્ય માહારૂં, સુણો સંત સુજાણ;
દુઃખાબ્ધિમાં હું ડૂબતો, તેને આપ્યા વિજ્ઞાન પ્રાણ. નમન૦ ૧૨૬
શત્રુથી હારી હું આવિયો, ભયકંપિત કાય;
દૈવે કોપ કર્યો મારા પરે, એમ ક્યમ મુખ કે'વાય. નમન૦ ૧૨૭
દૈવનો ગુણ માનું કયી વિધિ, ક્યમ વખાણું મારૂં ભાગ્ય;
જો મરણ ન દૈવ લેઇ જાય તો, ક્યાં મળો મહાભાગ. નમન૦ ૧૨૮
કાશીરાજે પણ ઠીક કર્યું, ધન્ય એની સંપત્તિ સાજ;
ધન્ય પરાક્રમ એહનું, જેણે મારૂં સુધર્યું કાજ. નમન૦ ૧૨૯
જો કાશીરાજા નવ આવતો, લઢવા મુજ સાથ;
તો કામાદિકની સેવના, કરી રે'ત ઝાલી સ્ત્રીહાથ! નમન૦ ૧૩૦
આ તો આવી પડ્યું ગુરૂ માહરે, કાશીરાજરૂપ દુઃખ;
તેણે સમાગમ આપનો થયો, મળ્યાં મહાસુખ. નમન૦ ૧૩૧
સતસમાગમ આપનો, કરાવ્યો કાશીરાજ;
ઠીક થયું કે બળ માહરૂં, થયું મંદ મહારાજ. નમન૦ ૧૩૨
સેવક હણ્યા એ ઠીક થયું, ઠીક થયા ખાલી ભંડાર;
ભયમાં આવ્યો એ પણ વારૂ, જેથી મળિયા મુરાર. નમન૦ ૧૩૩
ભાગ્ય કેવું મોટું માહરૂં, થયો આપચરણનો સ્પર્શ;
તેણે કરી ગુરૂદેવ જી, થયો મારો અતિ ઉત્કર્ષ. નમન૦ ૧૩૪
અજ્ઞાનીને ગુરૂ ! સદા, જ્ઞાન કાચા પારા રૂપ;
તે ઉદરે જતાં ફુટી નીકળે, નવ રે' ઉદરે ભૂપ. નમન૦ ૧૩૫
તેમ જ્ઞાન ન રે'ત મારે હૃદે, પણ મળ્યા વૈદ દયાળ;
તેણે કાચો પારો પાકો થઇ, ઠર્યો ઠીક કૃપાળ. નમન૦ ૧૩૬
ગુરૂ સમાગમે મુજને, થયું ઉત્પન્ન જ્ઞાન;

---

૧૨૮ જો ઇ૦—જો મારૂં મરણુ ન લેઈ જાય—અર્થાત્ મને જીવાડે નહિ. તો હે મહાભાગ ! તમે મને ક્યાં મળો.

આપે કરૂણા કરી ઘણી, ટાળ્યું મારૂં અજ્ઞાન. નમન૦ ૧૩૭
સારૂં થવાનું હોય જેહનું, કરે તેહ જો અનર્થ;
તોયે તેનો તે થઇ પડે, શુભ અર્થ સમર્થ. નમન૦ ૧૩૮
એમ સંકટ મારે આવિયું, તેમાં થયો શુભ સંગ;
કલ્યાણકારક તે થયો, એ શું મુનિ ઓછો ઉમંગ! નમન૦ ૧૩૯
મારા ઉપકારી ગુરૂદત્ત! એ, તેમાં એક કાશીરાજ;
બીજો ખરો ઉપકારી જે, સુબાહુ ગુરૂ આજ. નમન૦ ૧૪૦
જો તે આવી નવ જીતે મુને, કે નવ હરે ધનધાન્ય;
તો હું તમને ક્યમ મળું, ક્યમ ટળે મારૂં માન? નમન૦ ૧૪૧
જો નિકટ ન આવું નરહરિ, તો થાયે ક્યાંથી જ્ઞાન;
સંતસમાગમ ક્યાંથી મળે, તારે કયાંથી સાધુ મહાન. નમન૦ ૧૪૨
હવાં સુધર્યું સર્વ માહરૂં, થયા ગુરૂદેવ કૃપાળ;
આપના કૃપારૂપ અગ્નિએ, થયાં દગ્ધ પાપ દયાળ. નમન૦ ૧૪૩
મારૂં અજ્ઞાન બળી મલ્લે થયું, તેણે કરી સમજિયો હુંય;
હવાં હું યત્ન રૂડો કરૂં, સુણ્ય નરવર તુંય. નમન૦ ૧૪૪
વિષયવ્યાધિફેરા સુખમાં, હવે નહિ આવી ભરાઉં;
સમજ્યા પૂઠે ગુરૂદેવજી, ફરી પાત્ર તેનું ન થાઉં. નમન૦ ૧૪૫
હવાં આજ્ઞા આપો જો તમો, તો તજી દેઉં સંસાર;
કષ્ટ રૂપી વૃક્ષે ભર્યો, અટવી રૂપ એ સાર. નમન૦ ૧૪૬
(તેમાં) જ્ઞાનાગ્નિ નાખ્યો તમે, તેણે બાળ્યાં વૃક્ષ તમામ;
માર્ગ થયો જાવાતણો, (તે) પથે પળું જગવિશ્રામ. નમન૦ ૧૪૭
ગૃહસ્થાશ્રમ તજી કરી, કરૂં વન જઇ ગુરૂસેવ;
એમ વદી નમ્યો નાથને, દત્તે જાણ્યું ટળ્યો અહમેવ. નમન૦ ૧૪૮

---

૧૪૫ ફરી ઈ૦—હવે ફરીને તે વિષયસુખનું પાત્ર હું નહિ થાઉં.

દત્ત કહે સુણ્ય દીકરા, અહો નરમણિ નરભૂપ;
જા તારૂં કલ્યાણ થાશે સહી, સમજ્યો તું મારૂં રૂપ અનુપ. જગગુરૂ૦ ૧૪૯
જેવી રીતે વધો તું અહીં, તેવું કરજે નૃપાળ;
મમતાને મૂકી પરિ, આણને અંહતાફેરો કાળ. જગગુરૂ૦ ૧૫૦
મુક્તિ મોઘીને માટે સદા, મેળવજે જ્ઞાનધન;
શુદ્ધવર્તન હશે તાહરૂં, તો મળશે મોક્ષરતન. જગગુરૂ૦ ૧૫૧
જડ કે' જનકજી સાંભળો, એમ વધા ગુરૂદેવ;
તવ અલર્ક ઊભો થયો, જઇ સાધી વર ગુરૂસેવ. જગગુરૂ૦ ૧૫૨
હસ્ત જોડી જાવાતણો, આજ્ઞા માગી નૃપાળ;
આજ્ઞા આપી ગુરૂદેવતા, એટલે ચાલ્યો ઋતુધ્વજબાળ. જગગુરૂ૦ ૧૫૩
જેને ભય ટળ્યો મરણનો, સાધ્યે ગુરૂચરણ સેવ;
નિર્ભય થઇ તે ચાલિયો, વાટેઘાટે તજી અહમેવ શુદ્ધસ્વરૂપને ઓળખ્યું. ૧૫૪
હવાં કાશીરાજાએ મહાયત્નથી, તોડયો નગરનો કોટ;
પરિખા પૂરી શૂર મારિયા, સામદ કરે દોટાદોટ. „ ૧૫૫
એવે અલર્ક ત્યાં આવિયો, જે ગયો વિવરેથી જાણ;
તે શત્રુ વચ્ચે થઇ શેહેરમાં, આવ્યો થઇ નીડર નિરવાણ. „ ૧૫૬
મરજીવાને મારવાતણી, શક્તિ ક્યાંથી શૂરની જાણ;
વળી સર્વે સમાન જેણે ગણ્યા, કહો તેના લે કોણ પ્રાણ. „ ૧૫૭
નિર્ભય નગર વિચ્ચે ગયો, અલર્કનૃપ ગુણવાન;
જઇ સામદ શૂરને મળ્યો, જે ઊભા આપવા પ્રાણ. „ ૧૫૮
એવે ગલબુ સુણ્યું ગરજતું, કાશીરાયે પાડી છે વાટ;
ચાર આવી એક ત્યાં વધા, તજો સર્વ શૂર ઉચ્ચાટ. „ ૧૫૯

---

૧૫૫ પરિખા—ખાઇ. ૧૫૬ વિવરેથી— ભોંયરામાં થઇને. ૧૫૯ ગલબુ—બૂમ—ગપ.

કાશીરાજા કંપે ઘણો, પુરમાંહે કરતાં પ્રવેશ;
અલર્કની ધાક ધ્યાને ધરે, જાણે મોટો શૂર નરેશ. શુદ્ધસ્વરૂપ૦ ૧૬૦
જ્યાં સુધી મન એવું એહને, ત્યાંસુધી કરી લ્યો કામ;
રાજરાણીને કંઇ મોકલો, સંકેલો શુભ રાજ્યનો દ્રામ. ,, ૧૬૧
તેણે અલર્ક ઊભો દીઠો, ઊભા શૂર સામદ પાસ;
તવ અલર્ક મુખ બોલિયો, મારી ફીટી રાજ્યની આશ. ,, ૧૬૨
કાશીરાજા ઉપકારી છે, જેવડે મને મળિયું જ્ઞાન;
માટે નમન કરૂં જઈ તેહને, ધન્ય ભ્રાત સુબાહુ મહાન. ,, ૧૬૩
એમ વદી ચાલ્યો ચતુર તે, વારે ઘણું સામદ શૂર;
રાણી રંગમેહેલે રડે, રડે પુરવાસી પૂર. ,, ૧૬૪
જ્ઞાનધ્યાને સર્વ તે લહે, નૃપ વ્યર્થ સંયોગ;
તે જઈ મળ્યો કાશીરાજને, થયો જેને સિદ્ધ જ્ઞાનયોગ. ,, ૧૬૫
સુબાહુ ભ્રાત સાંભળે, ઊભો કાશીરાજાની પાસ;
અલર્ક બોલે આનંદશુ, થયો જેને જ્ઞાનપ્રકાશ. ,, ૧૬૬
હો કાશીરાજા સાંભળ સહી, આ લે તું મારૂં રાજ્ય;
તેં શ્રમ કરિયો ઝાઝો સહી, હવાં વ્યર્થ આવીશ ન વાજ. ,, ૧૬૭
મહાશ્રમે આ રાજ્ય મેળવ્યું, તે તું ભોગવ્ય ભૂપ;
વા આપ્ય તે તું સુબાહુને, એમ વદ્યો જ્ઞાનસ્વરૂપ. ,, ૧૬૮
કાશીરાય તવ બોલિયો, કરે કાંઇ ભેદ કપટ;
સામદ કહે મળી સામટા, રાય ન જાવું નિકટ. ,, ૧૬૯
અલર્ક નહિ અન્ય કો હશે, સમજો નીતિજ્ઞ નૃપાળ;
જેણે પૃથ્વી વશ કરી પાંશરી, તે આવી નમે શું દયાળ! ,, ૧૭૦
માટે રાજ્યભેદ કંઇ આ રચ્યો, તેને કાશીરાય કે' સત્ય;

---

૧૭૦ નીતિજ્ઞ—નીતિને જાણનારા.

પણ પૂછવા દ્યો મને શૂર સહુ, જોઉં ચલાવી મારી મત્ય. શુદ્ધસ્વરૂપ૦ ૧૭૧
પછે પ્રશ્ન કરે તે અલર્કને, કે' ઉત્તર દે તું આવાર;
તો શરણે હું રાખું તને, નીકર નગર લેઉં નિરધાર. ,, ૧૭૨
કહે તારૂં રાજ્ય તું કયમ અલ્યા, યુદ્ધ વિણ આપી દે આજ;
એ ક્ષત્રીનો ધર્મ તેં શે તજ્યો, કરે શાથી એવું તું કાજ. ,, ૧૭૩
તું રાજ્યધર્મ જાણે રૂડા, શીખવિયા તારી માય;
તું હારત્ય થવાથી હઠે નહિ, નવ માગે મારી તું સા'ય. ,, ૧૭૪
ક્ષત્રીએ પ્રથમ કરવું કશ્યું, તે કહી દાખું હું સત્ય;
અમાત્યવર્ગ તેણે જીતવો, કરી મહામોટી મત્ય. ,, ૧૭૫
પછે મૃત્યુનો ભય ત્યાગવો, શત્રુ જોઇ સમક્ષ;
બાણ તાકી તેને મારવો, એવું રાજ્યનીતિમાં દક્ષ. ,, ૧૭૬
એમ જીતી લેઇ શત્રુને, ભોગવવા ભોગ અનુપ;
કલ્યાણાર્થે યજ્ઞ આચરી, યજવો સર્વનો ભૂપ. ,, ૧૭૭
એહ રીતે તેં ઘણું કર્યું, ઘણા જીત્યો નૃપાળ;
તો આજ કેમ શર્ણે માહરે, આવી ઉભો વિક્રાળ. ,, ૧૭૮
નો'ય અલર્ક તું કોણ છે, કહી દે સત્ય આજ;
રાજ્યચિન્હ ધરી આવિયો, નમે ન અલર્કમહારાજ. ,, ૧૭૯
જો પ્રશ્નના ઉત્તર નવ કરે, વળી વદે જૂઠું તું જાણ;
તો આ ઘડીએ તારા ગયા, જાણ દેહથી પ્રાણ. ,, ૧૮૦
તદા અલર્ક મુખે વદ્યો, સુણ્ય કાશીરાજ દયાળ;
તેં સર્વે સાચું કહ્યું, મારૂં મન એવું નૃપાળ. ,, ૧૮૧
મેં અરિગણ ઘણા જીતિયા, હું રાજ્ય નીતિજ્ઞ શૂર;
પણ હમણાં મન મારૂં ફરી ગયું, તેણે તુંને અરપું પુર.,, ૧૮૨
કારણ તેનું સાંભળ્ય હવાં, શ્રદ્ધા ધારો તું ઉર;

---

૧૭૫ અમાત્ય વર્ગ—પ્રધાનમંડળ. ૧૭૭ સર્વનો ભૂપ—ઈશ્વર.

હું ઋતુધ્વજનો પુત્ર છું, અલર્ક શિરોમણિ શૂર. શુદ્ધસ્વરૂપ૦ ૧૮૩
સંશય નવ કરીશ જરી, સાંભળ્ય મારા મનની વાત;
પંચભૂતનો સમુદાય આ, છે નૃપ વિશ્વે વિખ્યાત. " ૧૮૪
વળી અંતઃકરણ ગુણ આપણા, જેવા છે કાશીરાજ;
તેવા છે પ્રાણીમાત્રમાં, એવું પશ્યું મમ ઉર આજ. " ૧૮૫
તેમ ચિચ્છક્તિ જે સહી, તે પણ સર્વમાં સમાન;
એમ સર્વત્ર વિચારતાં, નથી કોઈ નીચ મહાન. " ૧૮૬
જ્યારે નીચ ઉંચ નથી કોઇએ, ત્યારે કોણ શત્રુ ને મિત્ર;
સ્વામી સેવક કહો કયાંથકી, કયાં અપવિત્ર પવિત્ર. " ૧૮૭
એ ભેદ દર્શે જે ભૂપતિ, તે તો અજ્ઞાનકાર્ય;
તે મેં કયમ કરી જાણિયું, સર્વ સંભળાવું આર્ય. " ૧૮૮
તેહ જનેશ્વર સુણ્ય તું, એક ચિત્તે આ વાર;
ભય થયો મુને તારાથકી, રૂંધ્યો જ્યારે તેંજ અપાર. " ૧૮૯
ત્યારે તને જીતવાતણા, લાગ્યો કરવા હુંજ ઉપાય;
એવે મુને રાય સાંભર્યું, માતવેણ સુખદાય. " ૧૯૦
તેણ કરી ગયો હું સહી, લેવા દત્તગુરૂની સા'ય;
તેમની કૃપાએ મુને જ્ઞાન તો, મળ્યું હે કાશીરાય ! " ૧૯૧
તેમણે મને જય દાખવ્યો, તે કહી બતાવું આજ;
સાંભળી શૂર તું શાંત થા, કરી લે મન વાંચ્છિત કાજ. " ૧૯૨
દત્તગુરૂ કે' સંગ ત્યાગવો, જડામૂળથકી જાણ;
જીતવો ઇંદ્રિયવર્ગને, પરોવી ખરો પ્રાણ. " ૧૯૩
માનસ જીતી એ રીતે તેને, આરોપવું બ્રહ્મમાંય;
મનને જીતવું એ મોટુ કહ્યું, મળ્યો ગુરૂદત્તને જ્યાંય. " ૧૯૪
એ વિના સિદ્ધિકર નથી, કશું આ ભૂમિ મધ્ય;

વનિતા વિત્ત નૃપાળ છે, વપુ આદિક વધ્ય. શુદ્ધસ્વરૂપ૦ ૧૯૫
અષ્ટ મહાસિદ્ધિને ઓળખી, કરવો તેને મેળવવા યત્ન;
દશે ઇંદ્રિયો રાખી નિયમમાં, કરવો અતિ પુરૂષપ્રયત્ન. „ ૧૯૬
એમ કર્યાથી સિદ્ધિ સર્વ તો, વશ વર્તે નૃપાળ;
એજ કર્તવ્ય મને વર્યું, તેથી અહીં આવ્યો ભૂપાળ. „ ૧૯૭
વળી મારૂં મન નિર્મળ થયું, તેણે મને લાગે છે આમ;
હું અલર્ક તારો શત્રુ નથી, તું મારો શત્રુ ન સ્વામ. „ ૧૯૮
સુબાહુ એ નથી માહરૂં, કાંઇ બગાડ્યું શૂર;
આ સર્વ જગત્ જોયું મેં સહી, આત્મરૂપે ભરપૂર. „ ૧૯૯
એવું છે માટે હે નરપતિ ! તારે કરવું જોઇએ હવે એમ;
કોઇ બીજા શત્રુને જઇ શોધવો, આ રાજ્ય જીત્યો તું ક્ષેમ. „ ૨૦૦
આ રીતે નમ્ર વાણીવડે, કહી ઊભો અલર્ક પાસ;
તે સુણી સુબાહુ રીઝિયો, ધન્ય પુણ્ય થયું પ્રકાશ. „ ૨૦૧
માતાએ જ્ઞાન અર્પ્યું સહી, તેમાં હોય ક્યાંથકી ફેર;
સમય આવ્યે સાધુ થયો, ટાળી અંગનું અંધેર. „ ૨૦૨
પછે ચાહનપણે તે બોલિયો, સુણ્ય અલર્ક ભ્રાત;
તેં અતિ ઉત્તમ કાર્ય સંપાદિયું, ધન્ય ધન્ય પ્રખ્યાત. „ ૨૦૩
એમ અભિનંદન આપી ભાઇને, પછે સુબાહુએ જાણ;
કાશીરાજને કહ્યું શું સહી, તેહ સર્વ કહું સુજાણ. „ ૨૦૪
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણમાં, અરિષ્ટકથન સર્વત્ર;
ત્રિચત્વારિંશોધ્યાય તો, હવો પૂર્ણ પિતા અત્ર. „ ૨૦૫

---

૧૯૫ સિદ્ધિકર—સિદ્ધિ કરનારૂં. વધ્ય—અર્થાત્ નાશવંત. ૨૦૪ અભિનંદન—ધન્યવાદ. ૨૦૫ ત્રિચત્વારિંશો—ત્રેતાળિસમો.

આમાં પુરાણીને નહિ કામનું, અધ્યાયતણું ઉત્તરાર્ધ;
ધન મેળવવા છે કામનું, અધ્યાયકેરૂં પૂર્વાર્ધ. શુદ્ધ સ્વરૂપ૫૦ ૨૦૬
અરિષ્ટ વાંચે શિષ્ટ થઇ, મળે જેથી માન વિશેષ;
શત્રુ સ્નેહી નહિ જેહને, કરવો તેણે શામાટ કલેશ ! ,, ૨૦૭
એમનાં લાગ્યાં એ ભોગવે, સોંપી દીધું ભિક્ષાનું રાજ;
ધણી થઇ ફરો ધાવતા ! કરો ભવોભવ એહ કાજ. ,, ૨૦૮
કિંતુ શિખામણ માહરી, માનો પુરાણી સર્વ;
ભીખનાં હાંલ્લાં શીંકે નવ ચઢે, ન કરો ગુમાન ને ગર્વ. ,, ૨૦૯

વલણ.

ગર્વ ગુમાન ન કરો પુરાણી, આણી યમની બીક રે;
વિપ્ર પ્રેમાનંદ પાંશરૂં ભાખે, દાખે સહુ ઠીકાઠીક રે. ૨૧૦

## કડવું ૯૯ મું.

### રાગ ગોડી.

સુબાહુ કે' નૃપ શાર્દૂલ રે, છો ધર્મધ્યાન અનુકૂલ રે;
થયો અર્થ મારો સહુ રે, જે અર્થે આવ્યો તે કહું રે. ૧
તારૂં શરણ વાંચ્છ્યું જે માટે રે, તે સર્વ પામ્યો ઘાટઘાટે રે;
હવે હું જઇશિ મારે સ્થાન રે, થાઓ કલ્યાણ તારૂં મહાન રે. ૨
કાશીરાજ કે' હે સુબાહુ રે, ઊર્ધ્વરેતામાંહી ઉજાહુ રે;
શાઅર્થે મારી પાસ રે, આવ્યા હતા શી ધારી આશ રે. ૩
તેમાં શો અર્થ થયો સિદ્ધ રે, તેહ કરો આજ પ્રસિદ્ધ રે;
મારો સંશય નિવારો સ્વામી રે, હું પૂછું મસ્તક નામી રે. ૪
મને અવનવું લાગે એમાં રે, તમે શ્રમ સધાવ્યો જેમાં રે;

૩ ઊર્ધ્વરેતા—ઇંદ્રિયજિત. ઉજાહુ—ઉત્સાહી કે પ્રકાશમાન.

મને આવી કહ્યું તમે એવું રે, કાર્ય થયે વચન કહો કેવું રે. ૫
તમે આવી કહ્યું મને એમ રે, બાપીકું રાજ્ય લીધું ક્ષેમ રે;
અલર્ક પચાવી પડયો રાજ્ય રે, મને કરી બેઠો છે ત્યાજ રે. ૬
મને આપતો નથી તે કાંઇ રે, જીતી આપો માલ જો માંહી રે;
એવું કહ્યું જ્યારે તમે સાધુ રે, ત્યારે મેં રાજ્ય જીતી આપ્યું બાધું રે. ૭
હવાં તે આપું તમને હુંય રે, વદો વધું જોઇએ શુંય રે;
રાજ્ય કરવું એ સ્વધર્મ રે, તમારા કુળનાં છે કર્મ રે. ૮
સુબાહુ કે' કાશીરાજ રે, કહું ઉદ્યોગ મારો આજ રે;
તને આપ્યો શ્રમ જે માટ રે, તેનો જણાવું તને ઘાટ રે. ૯
એક ચિત્તે સાંભળ તુંય રે, સર્વ વિસ્તારી ભાખું હુંય રે;
આ અલર્ક મારો બંધુ રે, તત્વજ્ઞાન ભૂલી બેઠો સંધુ રે. ૧૦
ગ્રામ્ય ગોરીભોગાસક્ત રે, થઇ રહ્યો વ્યક્તાવ્યક્ત રે;
બીજા મારા બે મોટા બંધુ રે, તે જ્ઞાનીપણું પામ્યા સંધુ રે. ૧૧
તેથી મૂઢ થઇ ગયા જાણ રે, તેનું વર્ણન થાય ન વાણ રે;
તે જ્ઞાની બે મારા ભ્રાત રે, અને મારા મુખમાં માત રે. ૧૨
જ્યારે જન્મ્યા ત્યારે દુગ્ધ રે, પાયું હતું અમે હતા મુગ્ધ રે;
તે સ્તનદુગ્ધ નાખ્યું મુખમાંય રે, જ્ઞાનામૃત નાખ્યું કર્ણ જ્યાંય રે. ૧૩
એમ ઉભય સાથે દીધાં રે, અમારાં કાર્ય સિદ્ધ કીધાં રે;
હે કાશીરાજ સુણ્ય સાર રે, જે નરે જાણવા જેવા વિચાર રે. ૧૪
કે જે વસ્તુ જાણવા જેવી રે, તે સર્વ અમને કહી તેવી રે;
ત્યાગભાગ કરાવ્યો ત્યાગ રે, વિજ્ઞાનમાં આણાવી રાગ રે. ૧૫

---

૧૧ વ્યક્તાવ્યક્ત—અનિર્વચનીય. અર્થાત્ કાંઇ કહી ન શકાય એવી રીતે. ૧૨ મૂઢ ઇ૦ પ્રથમ મૂઢ હતા તે પછીથી જાણ થયા. ૧૫ ત્યાગભાગ ઇ૦—આ સસારમાં અમુક વસ્તુ ત્યાગ કરવા જેવી છે અને અમુક વસ્તુ ગ્રહણ કરવા જેવી છે એવો ત્યાગભાગ રૂપ અમારો વિવેક ત્યાગ કરાવ્યો અને માત્ર વિજ્ઞાન રૂપ બ્રહ્મમાંજ પ્રીતિ કરાવી.

તેમાંનું અલર્કને નવ કાંઇ રે, અર્પ્યું હતું હે નૃપરાઈ રે;
તે માટે દેઉં દષ્ટાંત રે, વળી સમજાવું સિદ્ધાંત રે. ૧૬
જ્યમ કોઈ અર્થની પ્રાપ્તિ માટે રે, ઘણા જન ગયા વાટ ઘાટે રે;
આવ્યું તેમાંના એકને વિઘન રે, જે જોઈ દુઃખી થયા સજ્જન રે. ૧૭
તેનું દુઃખ લાગ્યું દીલમાંય રે, ઊભા સંતાપ કરતા ત્યાંય રે;
તે રીતે હે નરમણિ રે, થઇ ગતિ અમતણી રે. ૧૮
તેનું કારણ કહું જનેશ રે, તું સાંભળ્ય કાશીનરેશ રે;
આ દેહકેરો સંબંધી એહ રે, ભ્રાતૃભાવને ધારે જેહ રે. ૧૯
એટલે કલ્પાયલો ભાઈપણે રે, તેહ ઘરબારે ધુંચાયો ઘણે રે;
થયો શિથિલવિથિલ દેહે રે, તેથી આવ્યો હું સંદેહે રે. ૨૦
એનું દુઃખ થયું મુને રાય રે, તવ મેં વિચારિયું મહાકાય રે;
અલર્કને વૈરાગ્ય ક્યમ થાય રે, એનો મોહ મટી ક્યમ જાય રે. ૨૧
કષ્ટ જો એની કાય સા'ય રે, તો વૈરાગ્યના ગુણ ગાય રે;
એમ ધારી કર્યો મેં ઉદ્યોગ રે, તમારા આશ્રયનો સાધ્યો યોગ રે. ૨૨
હે રાજા તે થયું સિદ્ધ રે, કષ્ટે વૈરાગ્ય ઉપન્યો પ્રસિદ્ધ રે;
વળી વિજ્ઞાન આવ્યું તેને રે, હવે બાકી ન કાંઇ એને રે. ૨૩
મારૂં ધારેલું કારજ થયું રે, એમાં તારૂં કાંઇ ન ગયું રે;
તારી કીર્ત્તિ વાધી અપાર રે, જીત્યો તેં અલર્કશો ભૂપાળ રે. ૨૪
કરી બે ઉપર ઉપકાર રે, હવાં જાઉં હું નિરધાર રે;
રહ્યો મદાલસાના ગર્ભે એહ રે, પોષ્યો તેના સ્તનપાને દેહ રે. ૨૫
વળી ભાઇ કે'વાયો અમારો રે, માટે એને આસક્તિમાંથી વાર્યો રે;
જ્યમ બીજી નારીનાં સંતાન રે, જાયે કુમાર્ગે મહાન રે. ૨૬

---

૨૦ સંદેહે આવ્યો—અર્થાત્ મને સંદેહ થયો. (તેના કલ્યાણ સંબંધી). અથવા સંદેહ પડવાથી હું આવ્યો. ૨૬ આસક્તિમાંથી—વિષયાસક્તિમાંથી.

તેમાં એ નવ જાયે જાણ્યું રે, એનું દુઃખ એ દીલમાં આણ્યું રે;
લીધો તમારો આશ્રય એથી રે, સિદ્ધ થયું કારજ જેથી રે. ૨૭
હવે અમો સિદ્ધિ સાધવા જાશું રે, યોગધર્મે સુખિયા થાશું રે;
વળી નૃપ મારા જાણવું વિચાર રે, તેહ સંઘરજે ધરી સાર રે. ૨૮
જે જન જોઇ પોતાનો ભાઇ રે, મિત્રાચારી કે અન્ય સગાઇ રે;
વા સજ્જન દુઃખી થાતો રે, જોઇ જે દુઃખમાં નવ જાતો રે. ૨૯
એટલે ન થાતું જેને દુઃખ રે, તેનું જોવું ન જોઇએ મુખ રે;
તેને હોયે હસ્ત ને પાદ રે, નાસા ચક્ષુ સરવો સાદ રે. ૩૦
હોય કર્ણ તો શૂન્ય તેના રે, દુઃખી સ્વજન ન જુવે જેના રે;
સ્વમિત્ર સ્વજન કે બાંધવ રે, હોય સમર્થ સતીનો ધવ રે. ૩૧
એમ છતાં ધર્માર્થ કામ રે, મોક્ષ ન મેળવે મહાનામ રે;
તો તે સમર્થ આવે શે કામ રે, થાયે સ્નેહીને દુઃખ સ્વામ રે. ૩૨
માટે આપદા ટાળવી જોઇ રે, દુઃખિયાને કે' નવ કોઈ રે;
જે કષ્ટ માંહે કૂટાયો રે, તે મૂર્ખત્વે વેવાયો રે. ૩૩
તેને વારે ન સમર્થ શૂર રે, તેહ તણાયા દુઃખને પૂર રે;
અહો નૃપ એ તારે લીધે રે, કૃતકૃત્ય થયો ભાઇ બીધે રે. ૩૪
જો તારો આશ્રય ન મળ્યો હોત રે, તો હું અલર્ક આવો ન જોત રે;
મારો અર્થ સાર્યો તેંય રે, તેણે તારૂં શુભ વાંચ્છયું મેંય રે. ૩૫
જ્ઞાન પ્રાપ્ત થાઓ તને રે, તેં સંતોષ્યો અતિ મને રે;
હવાં હું રજા માગું આજ રે, ધન્ય ધન્ય કાશીરાજ રે. ૩૬
કાશીરાજ કે' સુણો સાધુ રે, ભ્રાતકાર્યે ભલે સાધ્યું રે;
કર્યો તેના ઉપર ઉપકાર રે, તેવો ક્યમ મારે વિષે ન વિચાર રે. ૩૭
ક્યમ મને જ્ઞાની કરવા નવ ધારો રે, સત્સમાગમ વિચારો રે;
થાય જેને સત્સમાગમ રજ રે, તે વ્યર્થ જાય ન સુતઋતુધ્વજ રે. ૩૮

---

૩૧ ધવ—સ્વામી.

તો સમાગમ થયો તમારો રે, કયમ અફળ મુનિ વિચારો રે;
મને કરવો જોઇએ ઉપકાર રે, કહો મારા ઉત્કર્ષનો નિરધાર રે. ૩૯
ન જાય સત્સમાગમ નિષ્ફળ રે, એવું સાંભળ્યું અમે મહાબળ રે;
સુબાહુ કે' કરવા તને સત્સંગ રે, આવી વાત કરી ઉમંગ રે. ૪૦
આપ્યું અલર્કને જ્ઞાન રે, તને આપી કીર્ત્તિ મહાન રે;
એમ જે કહ્યું પૂર્વે જાણ રે, તે તેં રહસ્ય જાણ્યું પ્રમાણ રે. ૪૧
વારૂ દઉં સત્સમાગમનું ફળ રે, એકે ચિત્તે રાજા સાંભળ રે;
ધર્માર્થ કામ ને મોક્ષજ રે, તે ચાર પુરૂષાર્થ માને અધોક્ષજ રે. ૪૨
એ ચારમાંથી ત્રણ તારા રે, કર્યા સ્વાધીન તે નૃપ સારા રે;
ચોથો પુરૂષાર્થ નાખી દીધો રે, જેને અળખામણો તેં કીધો રે. ૪૩
તે સંક્ષેપમાં કહી દાખું રે, તારે સમજી જાવું આખું રે;
સાંભળી સંક્ષેપે કથાય રે, કરજે તારા કલ્યાણનો ઉપાય રે. ૪૪
સુણ્ય કાશીરાજ મહાભાગ રે, 'હું મારૂં' વાસના કરજે ત્યાગ રે;
ધર્મી અભાવે ધર્મ જેહ રે, થાયે આશ્રય વિનાનો નિઃસંદેહ રે. ૪૫
હું સંજ્ઞા જે પડી જાણ રે, તેનું કર બાહ્યઅંતર પ્રમાણ રે;
તારી મેળે તું વિચારી જોજે રે, સંશય જડામૂળથી ખોજે રે. ૪૬
રાત્રિ એક પહોર રે' જ્યારે રે, એહ વિચારજે ઊઠી ત્યારે રે;
અવ્યક્ત આદિમાં છે જેને રે, પરિણામ અનેક છે એને રે. ૪૭
એવું સવિકાર ને અચેતન રે, વ્યક્તાવ્યક્ત જગત અનુદિન રે;

---

૪૧ રહસ્ય—ગુપ્ત ભેદ. ૪૫ ધર્મી ઇ૦—ધર્મી (હું)ના અભાવને લીધે ધર્મ (મારૂં) પણ આશ્રય વિનાનો હોઇને મિથ્યા છે. બાહ્યઅંતર—બહાર અને મનમાં.

૪૭ અવ્યક્ત ઇ૦—જેને (જે જગતને) અવ્યક્ત (એ નામે સત્તા-રૂપ તત્વ) આદિમાં છે અને જેના પરિણામ અનેક છે.

તારૂં જ્ઞેય એ તો છે ભાઇ રે, તું છે જ્ઞાતા જોની સગાઇ રે. ૪૮
તેનો કરીને તું વિચાર રે, નૃપમણિ જોજે નિરધાર રે;
એકને જાણીશ તું જ્યારે રે, સર્વ જાણાશે તુંને ત્યારે રે. ૪૯
અનાત્મ વસ્તુને આત્મરૂપે રે, જાણવી એ ડહાપણ કૂપે રે;
જે નથી પોતાનો જાણ રે, તેને કહી પોતાનું કરવું વખાણ રે. ૫૦
તે મૂઢતા મોટી માણ રે, તારા જેવા ઘણા અજાણ રે;
હું સર્વવ્યાપી એવું કે'વાય રે, લોકોક્તિએ એવું બોલાય રે. ૫૧
તારા પૂછવાથી કહ્યું સર્વ રે, સમજે તો જાયે તનગર્વ રે;
હવાં હું જાઉં છું કાશીરાજ રે, તારૂં થાશે સહુ સિદ્ધ કાજ રે. ૫૨
એમ કહી ચાલ્યો ગયો તેહ રે, થયો અલર્ક નિઃસંદેહ રે;
તેણે જતા ભાઇને નવ ખાળ્યો રે, તેનો હાથ જઈ નવ ઝાલ્યો રે. ૫૩
જાણ્યું કાર્ય કરી જાય એહ રે, થયો એનાવડે નિઃસંદેહ રે;
એમ વિચાર કરતો તે મન રે, એવે બોલ્યો કાશીરાજન રે. ૫૪
કરી અલર્કનું સનમાન રે, સર્વ રાજ્ય આપ્યું મહાન રે;
કાંઇ જીતેલું રાયે ન લીધું રે, કૃત્ય સુબાહુએ કેવું કીધું રે. ૫૫
ગયો સ્વપુર કાશીરાજ રે, કરતો અલર્ક શું કાજ રે;
ગયા ઉભય જ્યારે જાણ રે, તેનાં થયાં પુરમાં વખાણ રે. ૫૬
સર્વ લોક સુખી થયા ત્યાંય રે, જ્ઞાની આનંદ્યા મનમાંય રે;
અલર્કે તેડચા પુરપ્રધાન રે, તેમને દીધાં ઝાઝાં માન રે. ૫૭
કર્યાં મહાજનનાં સનમાન રે, તેશુ બોલ્યો અલર્ક રાજાન રે;
હવાં વય થયું મારૂં વૃદ્ધ રે, હવાં મારે થવું જોઇએ અબદ્ધ રે. ૫૮
માટે મારા પુત્રને અભિષેક રે, કરવાનો કરૂં વિવેક રે;
સર્વ લોકે કહી હાય રે, જયઘોષ અતિ ત્યાં થાય રે. ૫૯

---

૪૮ વ્યક્તાવ્યક્ત—પ્રકટ અને અપ્રકટ. અનુદિન—નિરંતર. જ્ઞેય—જાણવાનો પદાર્થ. જ્ઞાતા—જાણનારો. ૫૮ અબદ્ધ—મુક્ત. ૫૯ હાય—હા.

લાવ્યા મહાજન ભરી ભેટ રે, કરવા લાગ્યા શૂદ્રો વેઠ રે;
નવા રાજા ને નવી પ્રજા રે, નવી થઈ માઝા કાજા રે. ૬૦
તે જોયું અલર્કે કંઇ દિન રે, પણ ન થયો તેને આધીન રે;
ગુરૂદત્તકેરે પ્રતાપ રે, તૂટયો જંજાળનો સંતાપ રે. ૬૧
ચાલી નીકળ્યો વન જાવા રે, સગું કોઇ ન આવ્યું સા'વા રે;
કર્યો સંગ સર્વનો ત્યાગ રે, જઇ વન વશ્યો મહાભાગ રે. ૬૨
આત્મસિદ્ધિ અર્થે ધર્યું ધ્યાન રે, થયાં સરખાં વન ઉદ્યાન રે;
થયું રાજ્ય ને વન સમાન રે, એવું મન થયું મહાન રે. ૬૩
વળી ગયાં સુખદુઃખાદિક દ્વંદ રે, માન્યા ફોગટ માયાફંદ રે;
એવું થતામાં મળ્યું તેને રે, કશું બાકી ન રહ્યું જેને રે. ૬૪
યોગધન મળ્યું હાથમાં રે, કલ્યાણ પ્રાપ્ત થયું સાથમાં રે;
સુર અસુર માનવસાથ રે, અખિલ જગતનો જે નાથ રે. ૬૫
તેને ગુણમય બંધને બાંધ્યું રે, વળી નિત્ય નવીન બંધે સાંધ્યું રે;
પુત્રભ્રાત સ્નેહી શત્રુ રે, આ તો મારૂં પારકું ભિત્રુ રે. ૬૬
આ તો છે મારી માતા રે, આ તો પિતા શોભિતા રે;
એવી એવી વાસનાએથી વળગ્યું રે, ચારે બાજુએથી સળગ્યું રે. ૬૭
મળ્યાં સાધન આવી અપાર રે, દુઃખથી પીડાતું જગ નિરધાર રે;
ભિન્ન ભિન્ન રૂપે લે'વાતું રે, અજ્ઞાનકર્દમમાં ડોળાતું રે. ૬૮
તેમાં ગરકી ગયેલું પૂર રે, આવ્યા કરે કર્દમ પૂર રે;
તેથી નીકળી ન શકે તેહ રે, એવું જોયું જગત જેહ રે. ૬૯
તેમાંથી નીકળી ગયો પોતે રે, ગુરૂસતસમાગમ હોતે રે;

---

૬૦ માઝા—મર્યાદા. કાજા—કાજ—કાર્ય. ૬૬ ગુણમય—સત્વાદિક ગુણમય. ભિત્રુ—ભયવાળો.

તેની બુદ્ધિ નિર્મળ થાતી રે, ગઇ વાસના લજાતી રે;
તદા એક બોલ્યો તે શ્લોક રે, સુણો સજ્જન થઇ અશોક રે. ૭૦

### શ્લોક.

અહો કષ્ટકારી કથા છેજ કેવી,
શું પૂર્વે અમે રાજ્ય સેવાજ સેવી;
અધુના મહાયોગ જાણ્યો દુખારિ,
મહામુક્તિકારી ધર્યો ધ્યાન ધારી. ૭૧

### રાગ ચાલતો.

જડ કહે સુણો તાત રે, મુક્તિ અર્થે યોગ પ્રખ્યાત રે;
તેનો આશ્રય કરો તમે રે, કષ્ટ સર્વે કૂડાં શમે રે. ૭૨
યોગ મળે જ્યારે જનક રે, ત્યારે થાઓ સુખી જેવા જનક રે;
વળી મહાઆનંદધામને પામો રે, શોકકાર્યને સમૂળ વામો રે. ૭૩
જ્યાં મનગમતી મળે વસ્ત રે, દુઃખ નાશ દર્શે સમસ્ત રે;
એવા બ્રહ્મલોકે મળે વાસ રે, જો કરો પિતા યોગાભ્યાસ રે. ૭૪
હવાં મારો આવી રહ્યો છે અવધિ રે, કર્મયાતના ભોગવી બધી રે;
યજ્ઞ કરવાવડે મારે શુંય રે, જપને જડ જાણું હુંય રે. ૭૫
સર્વને જાણું જડ તાત રે, માટે નામની જડ થઇ ખ્યાત રે;
જે પરવારી બેઠા કાર્ય રે, તેને સર્વ બ્રહ્માર્પણ હોય આર્ય રે. ૭૬
જેમ સુબાહુએ તાર્યો ભ્રાત રે, તેમ મેં કહી તમને વાત રે;
જો તરવું તમારે તાત રે, તો યોગી થાઓ પ્રખ્યાત રે. ૭૭

---

૭૧ દુખારિ–દુઃખનો શત્રુ. "અહો એ કષ્ટતર વાત છે કે પૂર્વે અમે રાજ્ય કર્યું, અને યોગથકી બીજું કાંઈ પરમ સુખ છે નહિ, એ અમે પાછળથી જાણ્યું"! એ એ શ્લોકનું તાત્પર્ય છે.

તમારો સંબંધી થયો હુંય રે, હવાં તેથી મુક્ત હું છુંય રે;
મારૂં કૃત્ય કર્યું પ્રમાણ રે, થોડે ઘણું જાણો સુજાણ રે. ૭૮
હવાં તજું સુખદુ:ખાદિક દંદ રે, ભોજન આચ્છાદનના ફંદ રે;
હું હતો તેનાથી રહિત પે'લો રે, જેથી કે'તા તમે મને ઘે'લો રે. ૭૯
હવાં હું આજ્ઞા માગું તમારી રે, વસું વનમાં યોગને ધારી રે;
મુક્તિ અર્થે કરૂં જઇ યત્ન રે, જો જડે નિવૃત્તિરૂપીઉં રત્ન રે. ૮૦
એમ કહી તે મતિમાન રે, પિતાને કરતો પ્રણામ રે;
આજ્ઞા માગી ચાલ્યો વનમાં રે, જેને તાપ વશ્યો જગ તનમાં રે. ૮૧
ચાલી નીકળ્યો તે પુત્ર રે, વસાવ્યું વનમાં ઘરસૂત્ર રે;
મેળવ્યો મુક્તિમણિ તેણે રે, જક્ત જાણ્યું જૂઠું જેણે રે. ૮૨
તેના પિતાએ કર્યું તેમ રે, વર્ણાશ્રમનો જાળવી નેમ રે;
વાનપ્રસ્થ આશ્રમ લીધો જાતે રે, પછે સંન્યસ્ત ધર્યું મહામાતે રે. ૮૩
રહી તે આશ્રમમાં જાણ રે, મનને જીતી પ્રમાણ રે;
ત્રણ ગુણાદિકને તજિયા રે, ભવપારી ભૂધર ભજિયા રે. ૮૪
તેણે પ્રાપ્ત થયું તેને જ્ઞાન રે, યોગસિદ્ધિ મળી મહાન રે;
ગયો મુક્તિપુરીમાં તેહ રે, થઇ જાતે નિ:સંદેહ રે. ૮૫
પક્ષીઓ કે' જૈમિનિ સર્વ રે, અમે વર્ણવ્યું દ્વિજ વર્ય રે;
તમે જે જે પૂછ્યું જાણ રે, તે વિસ્તાર સહિત કહ્યું વાણ રે. ૮૬
હવે તમારે શું સાંભળવું રે, તેહ જોઇએ અમારે કળવું રે;
પછે પૂછજો ભૂદેવ રે, કહું (કથા) અલર્કમહાત્મ્ય એવ રે. ૮૭
જે જન સાવધ રહી સુણે રે, તે ભૂત પ્રેતાદિથી ન ધૂણે રે;
તેને મળે મનવાંચ્છિત સર્વ રે, ગળી જાયે ગાત્રથી ગર્વ રે. ૮૮
ધન ધાન્ય પુત્ર પરિવાર આદિક રે, મળે સર્વે ઠીકાઠીક રે;

---

૮૧ જગ—જગરૂપી ( તાપ ).

જાય જમકિંકરની બીક રે, મળે ઇચ્છેલ્લા કરતાં અધિક રે. ૮૯
આત્રેય અલર્કતણો સંવાદ રે, સુણતાં જાયે પ્રમાદ રે;
અઘના ઓઘ પ્રલે થાય રે, જો પાઠ કરે કે ગાય રે. ૯૦
શ્રોતાવક્તા પામે સુખ રે, જાયે જન્મોજન્મનાં દુ:ખ રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, પિતાપુત્રસંવાદ પ્રમાણે રે. ૯૧
અલર્ક મુક્ત થયો મહાકાય રે, થયો ચતુશ્ચત્વારિંશોધ્યાય રે;
પુરાણીનું પાધરૂં થાય રે, જો પ્રાકૃત કથા ગાય રે. ૯૨
અણસમજ્યું સંસ્કૃત વાંચે રે, વળગે પ્રાયશ્ચિત પાંચે રે;
ન ઘટે પ્રાકૃતે કાંઇ રે, માલ હોય જો વાંચ્યા માંહી રે. ૯૩
સુણી શ્રોતાજન હરખાય રે, નવ આંખે ધૂળ નખાય રે;
સંસ્કૃત જેવું ન સમજાવાય રે, રાગ આવડે તો ગવાય રે. ૯૪
નહિતો પૂરી ફજેતી થાય રે, ગમે તેમ અનુષ્ટુપ્ બોલાય રે;
ખરૂં ખોટું તેમાં વંચાય રે, કયમ પ્રાકૃતે ચાલ્યું જાય રે. ૯૫
એક માત્ર ન વધારાય રે, કે કાંઇ ન ઘટાડાય રે;
એવું જાણી પુરાણીબાવા રે, નવ પ્રાકૃત બેસે ગાવા રે. ૯૬
સમજે સજ્જન મર્મ આવા રે, કરે પુરાણી તો દાવા રે;
પ્રાકૃત સુણ્યે ન મળે ખાવા રે, જમુના જાવું પડે ના'વા રે. ૯૭

વલણ.

જમુના ના'વા જવું જોઇએ, જો પ્રાકૃત કથા સુણાય રે;
વિપ્ર પ્રેમાનંદ પ્રશ્ન કરતો, તવ ગદ્ય શેનું કરાય રે ? ૯૮

## કડવું ૧૦૦ મું.

### રાગ મારૂ.

જૈમિનિ કે' પક્ષી દેવા, કરૂં તમારી ત્રિવિધ સેવા;

---

૯૦ આત્રેય— દત્તાત્રેય. ૯૨ ચતુશ્ચત્વારિંશ—ચુંવાળીશ.

નમું પક્ષીસત્તમ ભાવે, વા'લ અતિશે તમ પર આવે. ૧

પ્રવૃત્તિ માર્ગનું સહુ વ્યાખ્યાન, કહ્યું તમે દ્વિજરાજન;

તેવું નિવૃત્તિ માર્ગકેરૂં, સર્વ ભાખ્યું દ્વિજ સવેરૂં. ૨

ઉભય પ્રકારનું વૈદિક કર્મ, કહ્યું સમ્યક્ પ્રકારે મુને શર્મ;

થયા પક્ષીજાતિમાં ઉત્પન્ન, ટાળ્યો બાપ થઇ બાપે પ્રસન્ન. ૩

મોહ માર્યો તમે મહાશૂર, જેને પિતાકૃપા ભરપૂર;

મને અવનવું લાગે અપાર, જોઇ તિર્યક્ યોનિ અવતાર. ૪

સંસિદ્ધિને માટે છે ધન્ય, પૂર્વ અવસ્થા પાવન જન્ય;

વિષયાદિકકેરા મોહે, શાથી લટકો નહિ અવરોહે. ૫

સ્થિર જોઇ માનસ તમારૂં, ઋષિ મુનિનું એ પર ઓવારૂં;

કર્યો માર્કંડેય મુનિએ ઉપકાર, મને બતાવી જગદાધાર. ૬

ભમતા ભવાબ્ધિકેરી માંય, તેને તમ જેવા મળે ક્યાંય;

સમાગમ તમારા જેવાનો, અધિકાર હોય ક્યાં સેવાનો. ૭

મારે મોટે ભાગ્યે પક્ષીદેવ, મને મળ્યા પ્રત્યક્ષ મહાદેવ;

હવાં જો રહે ઉણમ પરે, તો કોણ બીજો ઉદ્ધારે. ૮

જો ન ઉધરૂં તમારે હાથે, તો કાંઇ થાય ન ત્રિભુવનનાથે;

કરવા પ્રવૃત્તિકેરૂં જ્ઞાન, તેવું નિવૃત્તિકેરૂં મહાન. ૯

તમારી મતિ નિર્મળ છે અતિ, ન જાણું એવી બીજાની ગતિ;

કર્યો મારાપર અતિ ઉપકાર, તો વળી પ્રશ્ન પૂછું નિરધાર. ૧૦

કર્યું કરૂણાવલોકન તમે, તેથી તાપ મારા સહુ શમે;

---

૧ ત્રિવિધ—કાયિક, વાચિક, માનસિક. ૩ શર્મ—સુખ. અર્થાત્ સુખકારી. ૫ જન્ય—ઉપજેલી. પૂર્વની ઉપજેલી પાવન એવી અવસ્થામાં સંસિદ્ધિને માટે તમે રહ્યા છો માટે તમને ધન્ય છે. અર્થાત્ તમે પક્ષી છતાં તમારો મૂળ ભાવ બદલાયો નથી. અવરોહે—અવરોહિણી (નીચી) દશામાં છે.

હવાં નિવારો સંદેહ પડિયા, જેહ જૂના થઇ થઇ જડિયા. ૧૧
તેનું નિવારણ કરો સ્વામી, પૂછું તમને હું મસ્તક નામી;
અહો દ્વિજસત્તમ કહો સત્ય, સ્થાવર જંગમ નિપજ ગત્ય. ૧૨
કેવી રીતે ઉપજે થાય નાશ, કરો નાશનો કાળ પ્રકાશ;
સુર મુનિ પિતૃ ને ભૂત, કેમ ઉપજ્યું એ અદભુત. ૧૩
કેમ થયો સહુનો વિસ્તાર, કહો મન્વંતર મુરાર;
તેના વંશનાં ચરિત્ર ભાખો, સર્વે સમ્યક્ રીતે દાખો. ૧૪
થઇ આવી રચના કેટલી વાર, પ્રલયતણો પમાડો પાર;
થયા કલ્પના વિભાગ કેમ, કહો મન્વંતર સ્થિતિ હોય જેમ. ૧૫
જગતી ઉત્પન્ન સ્થિતિ રીતિ, વદો જેમ થાયે પ્રતીતિ;
એનું માપ માપો મહાજ્ઞાની, નિધિ મર્યાદા ક્યાં સુધી માની. ૧૬
વદો સરિતા કેટલી વે'તી, અટવી સ્થિતિ કયી રીત રે'તી;
એ સર્વ કહો પક્ષીરાજ, કરો મારૂં એટલું કાજ. ૧૭
રહે પાતાળમાં મુનિ કોણ, પૃથ્વીલોકે વસે કોણ ઓણ;
ગ્રહ નક્ષત્રના કહો ભેદ, કહો સવિતા ગતિ નિર્વેદ. ૧૮
ચતુર ચંદ્રની ગતિ ભાખો, તારા સારા વિચારે દાખો;
જગત નિપન્યું ભાખો ત્યાંથી, આવી લાગ્યો પ્રલયકાળ જ્યાંથી. ૧૯
પ્રલય પછી શું રહે અવશેષ, તેહ સર્વ સુણાવો મહેશ;
એ સર્વ સુણવા ઇચ્છાય, કહો વિસ્તારી દ્વિજરાય. ૨૦
પક્ષી કહે સુણ્ય પંડિત મુનિ, પ્રશ્ન ભાર ભારે ધર્યો ગુણી;
તદપિ કહું શક્તિઅનુસાર, મુનિસત્તમ સુણ્ય આ વાર. ૨૧
કહી સંભળાવું એક ઇતિહાસ, તારા પ્રશ્નનો તેમાં સમાસ;

---

૧૧ કરૂણાવલોકન—દયાદષ્ટિ. ૧૪ મન્વંતર—એક મનુથી બીજા મનુ સુધીનો વખત. ૧૫ કલ્પ — બ્રહ્માનો એક રાત્રિદિવસ અથવા ૪૩૨૦૦૦૦૦૦૦ માનવીવર્ષ. ૧૬ નિધિ—સમુદ્ર. ૧૭ અટવી—જંગલ—અરણ્ય. ૧૮ નિર્વેદ ( નિર્બંધ )—નક્કી.

થઇ જાશે રૂડીપેર, જાણો નિ:સંદેહે ઘેર. ૨૨

પૂર્વે ક્રૌષ્ટુકી નામે મુનિ, વ્રતસ્નાત ને મોટો ગુણી;
શુદ્ધ બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન, થાતાં પિતા થયો પ્રસન્ન. ૨૩

શાસ્ત્રરીતિ પ્રમાણે સર્વ, શીખ્યો વિદ્યા તજી મન ગર્વ;
થયા સંશય તેને તારા જેવા, તેથી તેણે કરી ઋષિની સેવા. ૨૪

તે ગયો માર્કંડેય પાસ ચાલી, સેવા આચરી મુનિ મન માલી;
જ્યારે કરી સેવા અપાર, રીઝયા મુનિ તેને કોઇ વાર. ૨૫

મુનિ બોલ્યા મુખથી આમ, ક્રૌષ્ટુકી સેવા કરે શે કામ;
ત્યારે જોડી તેણે બે હાથ, કર્યું ભાષણ માર્કંડેય સાથ. ૨૬

જેવી શંકા પડી તને સાર, જેવા પ્રશ્ન કર્યા આ વાર;
તેવા તેણે કર્યા સર્વ ત્યાંહી, બેઠા માર્કંડેય મુનિ જ્યાંહી. ૨૭

વદ્યો નમ્રતાએ તેહ, મારા નિવારો સંદેહ;
ત્યારે બોલ્યા માર્કંડેય ઋષિ, જે સર્વ દ્વિજસત્તમમાં મુખી. ૨૮

ભૃગુપુત્ર માર્કંડેય દેવ, રીઝયા શિષ્યની જોઈ સેવ;
કહ્યું સાંભળ્ય ક્રૌષ્ટુકી તુંય, પ્રશ્ન ઉત્તર ભાખું હુંય. ૨૯

ચિત્ત વ્યગ્ર કરીશ નવ જરા, નહિ તો ઉત્તર થાશે આરાપરા;
સૃષ્ટિકાળમાં વિધિ દેવ, સ્થિતિકાળમાં વિષ્ણુ એવ. ૩૦

પ્રલયકાળમાં શ્રીમહાદેવ, કરી જગસ્વામીની સેવ;
કરી કમળભૂને નમસ્કાર, કહીએ મન્વંતરાદિ આ વાર. ૩૧

માર્કંડેય કે' સુણ્ય બ્રાહ્મણ, કરૂં કથા કે'તા પે'લું પણ;
સાત દિવસમાં આ સર્વ, થાશે કથા સમાપ્તિનું પર્વ. ૩૨

સૌથી પે'લા બ્રહ્માદેવ, અવ્યક્ત જન્મા ઉપન્યા એવ;
તેના મુખ મધ્યેથી જાણ, ચાર વેદ થયા નિરવાણ. ૩૩

---

૨૩ વ્રતસ્નાત—વ્રત કરીને તેની સમાપ્તિનું જેણે સ્નાનકરેલું એવો.
૩૦ સૃષ્ટિકાળ—જગતની ઉત્પત્તિનો સમય.

પછે અષ્ટાદશ પુરાણ, થયાં જાણ તું દ્વિજ સુજાણ;
માર્કંડેયમાં કહ્યું છે આવું, પે'લાં માર્કંડેય ઉપજાવ્યું. ૩૪
એ તો વાત છે વિવાદવાળી, માટે તેને લીધી સંભાળી;
થયાં પુરાણ પ્રગટ જ્યારે, તેને વિસ્તાર્યાં મુનિએ ત્યારે. ૩૫
કર્યા વેદના પણ વિભાગ, વ્યાસ મુનિ હતા મહાભાગ;
કર્યું સુર અસુરે સર્વ, પણ વિધિમુખનું મોટું પર્વ. ૩૬
એવું એવું કર્યું સર્વત્ર, પણ નવ પસર્યા ચારે અત્ર;
ધર્મ જ્ઞાન અને વૈરાગ્ય, નવ પસર્યું ઐશ્વર્ય મહાભાગ્ય. ૩૭
એ સિદ્ધ થાય ન માત્મા વિના, થાયે ઉપચાર હીના કે દીના;
એવું જોયું બ્રહ્માએ જ્યારે, માનસપુત્ર ઉપજાવ્યા ત્યારે. ૩૮
થયા સપ્ત ઋષિ ઉત્પન્ન, તેણે નિગમ ચાર ગૃહ્યા મહામન;
બીજા માનસપુત્ર થયા તેહ, તેમણે પુરાણ લીધાં જેહ. ૩૯
એમ વિસ્તાર કરવા જાણ, બ્રહ્મદેવે કર્યું પ્રમાણ;
ભૃગુએ ચ્યવનને ભણાવ્યું, ચ્યવને બ્રાહ્મણોને ગણાવ્યું. ૪૦
સર્વ બ્રાહ્મણોએ અવિધાર, કહ્યો દક્ષને લક્ષી સાર;
દક્ષે કહ્યો મુને સુણ્ય શિષ્ય, કહું તેનો ભેદ હું વશાવીશ. ૪૧
કલિમલનું હંતા જેહ, તેવું પુરાણ કહું એહ;
સાંભળ્ય પૂરેપૂરૂં તું પુરાણ, સંશય ટળતાં થઇશ સુજાણ. ૪૨
દક્ષ પાસેથી સાંભળ્યું મેંય, પૂરેપૂરૂં કહુંછું હું તેય;
વિશ્વ ઉત્પન્ન કરતા વિધિ, અજન્મા અને સાતે નિધિ; ૪૩
નિર્વિકારી બ્રહ્માદેવ, ચરાચરનું સ્થાનક એવ;

---

૩૬ વિધિમુખનું—બ્રહ્માના મુખનું. અર્થાત વેદનું. મતલબ કે એ બધું થયું ખરૂં પણ તે સૌમાં વેદ શ્રેષ્ઠ છે કેમકે તેમાં સૌનો અંતર્ભાવ છે.
૩૭ ચારે—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય. ૪૩ સાતે નિધિ—સાતે સમુદ્રનું અધિષ્ઠાન.

જગકર્ત્તા યોગીનો વિશ્રામ, મહાપરમપદ વિધિ નામ. ૪૪
જગત ઉત્પત્તિ સ્થિતિ ને લય, તેનું કારણ ને ઉદય;
જેના અંગમાં સર્વે રહ્યું, જેણે પુરાણ પૂરૂં કહ્યું. ૪૫
તેવા આદિ બ્રહ્માને હુંય, નમસ્કાર કરૂં શિષ્ય શુંય;
તદપિ કરી વિનય પ્રણામ, ભૂતવર્ગને વર્ણવું આમ. ૪૬
હિરણ્યગર્ભ આદિકારણ, મતિમાન જગતધારણ;
તે દેવ કરો મને સા'ય, તવ કાર્ય મોટું હુંથી થાય. ૪૭
નેત્રાદિ ગમ્ય જે પાંચ પ્રમાણ, ષટ્ સૃષ્ટિ સંયુતે જાણ;
જેહ નરનાં અધિષ્ઠાન, નિત્ય રૂપ મહાભગવાન. ૪૮
દર્શે અનિત્ય તોય સ્વરૂપ, તેવાં ભાખું હું બ્રહ્મારૂપ;
મહદારંભથી જગતી સુધી, ભૂત વર્ગમાં જેની બુદ્ધિ. ૪૯
તેના વિકારે વસતા જેહ, કહું વર્ણન કરી હું તેહ;
તે તું સાંભળ્ય એકે ચિત્તે, મન વાળીશ નહિ તું વિત્તે. ૫૦
જેહ જગતનું મુખ્ય કારણ, અવ્યક્ત રૂપ છે ઉદ્ધારણ;
જેને મહામુનિ કહે નિત્ય, સદસત સ્વરૂપ ખચીત. ૫૧
સૂક્ષ્મ પ્રકૃતિ કહે જેને, અચળ માને મુનિઓ તેને;
અક્ષર અજર ને અમાપ, રહ્યા સ્વાશ્રયે જે આપ. ૫૨
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, તેનો નહિ જેને સંબંધ;
મનાય અનાદિ ને અનંત, જગત મૂળ રૂપે મહંત. ૫૩
ત્રિગુણ ઉત્પત્તિકેરૂં સ્થાન, તેનું નાશકારણ એ માન;
અવિજ્ઞેય પ્રાચીન અવ્યક્ત, જાણે રૂપ તે મોટા ભક્ત. ૫૪

---

૪૬ હિરણ્યગર્ભ–બ્રહ્મા. ૪૯ મહદારંભથી—મહત્તત્વના આરંભથી તે પૃથ્વીની ઉત્પત્તિ સુધી.

૫૨ અજર—જીર્ણ ન થાય એવા. સ્વાશ્રયે—પોતાનાજ સ્વરૂપનો આશ્રય કરીને. ૫૪ અવિજ્ઞેય—જાણવામાં ન આવે એવો.

એવા બ્રહ્મનું જેહ સ્વરૂપ, હતું પૂર્વે તેમાં તદ્રૂપ;
જગતનાશ પછી નિરવાણ, તેમાં જગત રહ્યું સુજાણ. ૫૫
તેને ઇચ્છા થઇ એક વાર, સૃષ્ટિ નિપજાવવા નિરધાર;
તેનું રૂપ કહું સુણ્ય સુત, તને લાગશે મહાઅદ્‌ભુત. ૫૬
જે ક્ષેત્રજ્ઞાધિષ્ઠાન કહેવાય, ત્રિગુણ સમ જેમાં લે'વાય;
એવા અવ્યક્તે સૃષ્ટિ પ્રમાણ, રચવા માંડી મુનિ સુજાણ. ૫૭
ત્યારે ત્રિગુણચેષ્ટાથકી, પ્રધાન મહત્તત્વની સુણી વકી;
એટલે મહત્તત્વ થયું સહુ પે'લું, વીંટ્યું અવ્યક્તે તેને વે'લું. ૫૮
જેમ બીઆ પાછળ છોતરૂં, દર્શે વીંટાયે ફળ પરૂં;
તે પેરે સુણ્ય તું શિષ્ય, કહું મહત્તત્વનું ભવિષ્ય. ૫૯
અવ્યક્તમાંહે વીંટાઇ તે રહ્યું, તેથી ત્રિગુણ જેવું તે થયું;
સાત્વિક રાજસ તામસ જાણ, અવ્યક્ત વીંટાયે થયું નિરવાણ. ૬૦
ત્રણ પ્રકાર એવા થયા, મહત્તત્વથી અહંકાર કહ્યા;
તેના પણ થયા ત્રણ પ્રકાર, સાત્વિક રાજસ તામસ સાર. ૬૧
અવ્યક્તે વીંટાયું મહત્તત્વ જેવું, અહંકારનું માનવું તેવુ;
મહત્તત્વથી તેહ છવાયો, ત્રણ પ્રકારનો તે ગવાયો. ૬૨
તેમાંથી તામસ જેનું નામ, તેહ વિકારી થયો મહાનામ;
તેવડે થયું જેહ ઉત્પન્ન, સૂક્ષ્મરૂપ શબ્દાત્મક ધન્ય. ૬૩
શબ્દ તન્માત્રાએ જાણ, શબ્દગુણાળું આકાશ માન;
શબ્દતન્માત્રાવાળું આકાશ, તેને તામસઅહંકારનો આભાસ. ૬૪
થઇ રહ્યો તે પૂરે પૂરો, રજ રહ્યો નહિ તે અધૂરો;
હવાં આકાશથી ઉત્પન્ન, થયો સ્પર્શવિષય પાવન. ૬૫

---

૫૭ ક્ષેત્રજ્ઞાધિષ્ઠાન—ક્ષેત્રજ્ઞ( આત્મા )ના સ્થાનરૂપ. ૫૮ સુણી વકી—અર્થાત્ ઉત્પન્ન થયાં. ૬૩ વિકારી—ભિન્ન ભિન્ન કાર્ય રૂપે પરિણામ પામેલો.

તે માંહીથી બલિષ્ટ વાય, નિપજ્યિો એવું મુનિ ગાય;
સ્પર્શ ગુણ થયો તેમાંથી, એવું નિપજ્યિું એમાંથી. ૬૬
વાયુથકી થયું ઉત્પન્ન, તેહ સુણ્ય તું મન પ્રસન્ન;
રૂપ તન્માત્રા અને તેજ, એહ ઉપન્યાં સમ્યક્ હેજ. ૬૭
એનો ગુણ તો રૂપ કહેવાય, ત્રેણ રૂપે જે લે'વાય;
સ્પર્શ તન્માત્રાનું વાયુ, હરે રૂપ તન્માત્રાનું આયુ. ૬૮
તેને આચ્છાદી રહે છે સદા, એવું મુનિ કહે મહામુદા;
તેહ વિકાર પામે જ્યારે, રસ તન્માત્રા થાયે ત્યારે. ૬૯
તે મધ્યથી નિપજે જળ, રસગુણ તેનો વિમળ;
રસતન્માત્રાને આચ્છાદે, રૂપતન્માત્રા મહામાદે. ૭૦
પછે થાય વારિનો વિકાર, તદા ગંધ તન્માત્રે થાય સાર;
તેહ પૃથ્વીને ઉપજાવે, તેહતણો ગંધ ગણ કા'વે. ૭૧
હવાં તન્માત્રાનું કહું સ્વરૂપ, તેહ સાંભળ્ય થઇ તદ્રૂપ;
ને તે ભૂતમાં જાણ્ય તું આજ, થાયે સૂક્ષ્મ વિષયનું કાજ. ૭૨
તે તો તન્માત્રા કહેવાય, એવું કહી ગયા મુનિ રાય;
તન્માત્રાનું રૂપ રૂપાળું, કહ્યું દુઃખતણું પરજાળું. ૭૩
વાચાર્થી સામાન્ય એ કહેવાય, કોથી વિશેષત્વ ન લે'વાય;
એવું અલૌકિક રૂપ એનું, વર્ણન થાયે ન પૂરું જેનું. ૭૪
માટે એને કે'વાય નહિ શાંત, મૂઢ ભયાનક તેમ દાંત;
આ જે કહ્યું તન્માત્રા સ્વરૂપ, તે છે તામસ અહંકાર રૂપ. ૭૫
તામસ અહંકારે તું જાણ, નિપજેલી ભૂત તન્માત્રા પ્રમાણ;
તેની ઉપજ નિપજ ભાખી, હવાં દેઉં સાત્વિકકેરી દાખી. ૭૬

---

૭૫ શાંત ઇ૦—ગુણાત્મક સૃષ્ટિ શાંત, ઘોર ( ભયાનક ) તથા મૂઢ એવી ત્રણ પ્રકારની છે પણ તન્માત્રાઓ અવ્યક્ત હોવાથી તેને તે વિશેષણ લાગુ પડતાં નથી.

સાત્વિક અહંકારનો જે સર્ગ, સાત્વિક ગુણમયી જેહ વર્ગ;
તેહ ઉપજે કેવે ભાઇ, જુએ તેહ સત્વગુણની સગાઇ. ૭૭
પછે લેઇ તે અહંકાર, તેશુ એકે કાળે નિપજે સાર;
પાંચ જ્ઞાનેંદ્રિયો અવિચાર, પાંચ કર્મેંદ્રિયોકેરો પાર. ૭૮
જોવો હોય તારે આ વાર, જો તું રજોગુણાત્મક અહંકાર;
એ તો ઉપજે એનાથકી, એવી વેદ પુરાણે છે વકી. ૭૯
વળી એના જે દશ દેવતા, તે તો સાત્વિક ગુણ સેવતા;
જેહ ઇંદ્રી છે અગિયારમી, તેના દેવ કહું છું નમી. ૮૦
તેહ વિકારીક કે'વાય, કરવી તેવા દેવતણી સેવાય;
કરણ ત્વચા ચક્ષુ રસના, એક ખૂટે નાસા વના. ૮૧
એહ સર્વે ગણતાં પંચ, છે શબ્દાદિ ગ્રાહ્યનો સંચ;
તેમાં કરવાને મતિયુક્ત, માની ગયા છે મોટા મુક્ત. ૮૨
પાદ ગુદા ઉપસ્થ ને હાથ, વાણી આદિ કર્મેદ્રિય સાથ;
એની ગણના પંચની થાય, હવાં તેનાં કર્મ કહું સુણય ભાય. ૮૩
થાયે પાદવડે તો ગમન, કરે મલોત્સર્ગ ગુદાએ જન્ય;
લેવાયે છે ઉપસ્થે આનંદ, કરે પૂજાયે બાળમુકુંદ. ૮૪
વાકચે વાક્યની ઘટના થાય, એ કર્મ પંચેનાં કહેવાય;
હવાં શબ્દમાત્રાળુ જેહ, પેસે સ્પર્શ માત્રાવાળામાં તેહ. ૮૫
એમ આકાશથી સમીરે, જાયે પુરાણ કહે ધીરે;
હવાં કહું તે વાયુના ગુણ, ગણ્યા દ્વય પુરાણે તું સુણય. ૮૬
નાંમ શબ્દ સ્પર્શ છે તેનાં, હવાં બીજા રૂપ કહું વળી એનાં;
મળે રૂપમાં શબ્દ સ્પર્શ જ્યારે, થાયે ત્રાણ તે રૂપે ત્યારે. ૮૭

---

૮૩ ઉપસ્થ—જનનેંદ્રિય. ૮૫ શબ્દમાત્રાળુ — શબ્દતન્માત્રાવાળુ આકાશ. સ્પર્શમાત્રાવાળામાં—સ્પર્શ તન્માત્રાવાળા વાયુમાં.

મળે વન્હિમાં શબ્દ અને સ્પર્શ, મળી રૂપ કરે ત્રિગુણ દર્શ;
રસવાળા જળમાં જાણ, શબ્દ સ્પર્શ રૂપ મળે નિરવાણ. ૮૮
તે મળે વારિમાં જ્યારે, રસસહિત ચાર ગુણ ધારે;
શબ્દ સ્પર્શ રૂપ ને રસ, મળી ગંધ થાયે રસબસ. ૮૯
પછી તે પૃથ્વીને આચ્છાદી લેછે, તેણે જગતી ગુણાળી કે'છે;
જે સ્થૂળ પૃથ્વી ભૂતે દેખાય, તે પંચ ગુણવાળી લેખાય. ૯૦
વશ્યા પૃથ્વીમાં ગુણ જેહ, કહું શબ્દાદિ રૂપ તેહ;
એ મળી ગયાથી જાણ, મહી મૂઢ શાંત ઘોર પ્રમાણ. ૯૧
એવી કે'વાય જગતી જનમાં, રૂપ વિશેષ ધારી રહી તનમાં;
કહ્યા ગુણ અમે જે સાર, (તે) એકમેકે વસે અવિધાર. ૯૨
એકમેકમાં રહી તેહ, અન્યોઅન્યે ધારી રહે એહ;
વળી તે ધરે પૃથ્વીનું સર્વ, પ્રકાશિતા જે મોટું પર્વ. ૯૩
તેમાં અપ્રકાશિતા જાણ, ઘનવેષ્ટિત સર્વ પ્રમાણ;
રહે ગુણ એ સર્વને ધારી, તેની ગતિ કહું વિસ્તારી. ૯૪
તેઓ ઇંદ્રીથકી થાય ગ્રહણ, નિયમિતનું ધારે શરણ;
આવે કાબુમાં કરવા ધારે, તેથી રૂપ વિશેષ ઉચ્ચારે. ૯૫

---

૯૦ આચ્છાદી લેછે—ઢાંકેછે. ૯૧ મહી ૦—પાછળ જે શબ્દાદિ તન્માત્રાઓ કહીછે તે અવિશેષ એટલે સામાન્ય હોવાથી શાંત, ઘોર અને મૂઢ એવા ગુણના ભાવ તેમાં સ્પષ્ટ દેખાતા નથી એમ કહ્યું છે, પણ પૃથ્વી આદિક ભૂત એ તન્માત્રાઓનું વિશેષરૂપ હોવાથી તેમાં તે ભાવો વિષપણે જણાય છે.

૯૩ વળી ૦—વળી તે શબ્દાદિ ગુણો જે પૃથ્વીમાં રહ્યા છે તેઓ પ્રકાશાત્મક, અપ્રકાશાત્મક, ઘન અને વેષ્ટિત, એવા પૃથ્વીના ગુણોને પણ ધારણ કરે છે.

૯૫ આવે ૦—જો તેમને કાબુમાં કરવા ધારે તો તેઓ કાબુમાં આવે. એવા છે. અર્થાત્ ઇંદ્રિયગમ્ય છે.

જે ગુણ પૂર્વ ભૂત મનાય, તે તો પશ્ચાત આવી સમાય;
એ તો મળી જાયે ભૂદેવ, કહું આગળ સાંભળ એવ. ૯૬
એ સર્વે હતા જ્યારે જૂદા, વિવિધ બલિષ્ઠ ને મનમુદા;
નવ થયલા એકત્ર તેહ, ત્યાં સુધી અસમર્થ દેહ. ૯૭
કશું કરી ન શકિયા જાણ, સૃષ્ટિ સર્જ્યાકેરૂં પ્રમાણ;
કિંતુ પછે થયા એકમેક, ધાર્યો આશ્રયકેરો વિવેક. ૯૮
સર્વ રૂપ ટળી અદ્ભુત, તે તો થઇ ગયા એકીભૂત;
થયા સર્વ રીતે એકાકાર, પછે અવ્યક્ત અનુકંપાએ સાર. ૯૯
કર્યો તે મધ્યે નિવાસ, પછે થયું તે સર્વ પ્રકાશ;
તેહ ભાખું સાંભળ્ય તુંય, મહત્તત્વથી નિપન્યું શુંય. ૧૦૦
એ સર્વેથકી એક હવું, અંડ ઉપનિયું અવનવું;
તેનું પ્રમાણ પૃથ્વી સુધી, એવું કથી ગયા મહાસુધી. ૧૦૧
પછે સુણ્ય તું કૌષ્ટુકી મુનિ, તું છે પાવન ને મહાગુણી;
માટે કથા કહું વિસ્તારી, તું સાંભળજે અવિધારી. ૧૦૨
પછે તે વધવા માંડયો અંડ, થયો જળ બુદબુદા રીત પ્રચંડ;
એમ ક્રમે ક્રમે તે વાધ્યો, જેણે જોગ તે જાળવી સાધ્યો. ૧૦૩
જે થયો હતો અંડ ઉત્પન્ન, તે કરતો હતો જળે શયન;
એહ અંડની માતા કોણ, તેહ તને કહું છું આણ. ૧૦૪
તેની માતા માયા જાણ, (તેમાં) વાધ્યું ક્ષેત્રજ્ઞકેરૂં પ્રમાણ;
થયો તેહ પ્રથમ સૃષ્ટિ ઉત્પન્ન, પછે વધવા લાગ્યો અનુદિન. ૧૦૫
પડયું તેનું પુરૂષ એવું નામ, જેહ ભક્તજનનો વિશ્રામ;
તેની માયાને પ્રકૃતિ વદ, પુરૂષ પ્રકૃતિ ભરાયાં મદ. ૧૦૬

---

૯૬ પૂર્વ ભૂત—પેહેલાંના ભૂતમાં. પશ્ચાત્— પછીના ભૂતમાં. ૯૯ અનુકંપા—દયા. નિવાસ કર્યો—(પુરૂષે). ૧૦૧ મહાસુધી—મોટા ઉત્તમ બુદ્ધિવાળા.

ભૂતમાત્રનો આદિ તેહ, કર્ત્તા હરતા નિઃસંદેહ;
તેણે વ્યાપ્યા સચરાચરલોક, ટાળ્યા જેણે સુર અસુરના શોક. ૧૦૭
અંડ પછી થયો ઉત્પન્ન, મેરૂ નગ મહાપાવન;
વેષ્ટનાદિ પર્વત સર્વ, ઉપજ્યા તેના પછી ગતગર્વ. ૧૦૮
તે અંડમધ્યકેરૂં જે જળ, સાગર નામે થયું મહાબળ;
હવાં તે અંડમાંહે શું શું હતું, તેહ તુંને કરી બતાવું છતું. ૧૦૯
હતા સુર અસુર ને નર, દ્વીપ પર્વત ચંદ્ર સાગર;
સૂર્યાદિકની જ્યોતિ હતી, સર્વ જન હતા મહામતિ. ૧૧૦
આખું વિશ્વ હતું તે માંહ્ય, રહ્યા પુરૂષ પ્રકૃતિ જ્યાંય;
વારિ વાયુ ને અગ્નિ જાણ, વિયતાદિ ભૂતો સુજાણ. ૧૧૧
તેણે કરી છવાયલું અંડ, જેની માંહે હતા નવ ખંડ;
દશગુણિત અંડના કરતા, મહી મોટી મુનિજન ધરતા. ૧૧૨
રહી તેની પાછળ તે વીંટાઇ, માની તેની સાથે તે સાચી સગાઇ;
તેથી દશગુણિત વારિ જેહ, તેણે વીંટી પૃથ્વી નિઃસંદેહ. ૧૧૩
તેથી દશગુણિત વાયુ જાણ, તેણે વીંટ્યું જળને હે સુજાણ;
એમ અનુક્રમથી હે મુનિ, ભૂત વીંટાઇ વળિયાં ગુણી. ૧૧૪
સહુનું દશદશગણું છે પ્રમાણ, એવું વદી ગયા વ્યાસ જાણ;
એ સર્વની પાછળ જેહ, છે અહંકાર વીંટાયલો તેહ. ૧૧૫
મહત્તત્વ તેની પૂઠે મોટું, એમાં રંચ નથી કાંઈ ખોટું;
એમાં એકમેકને ઢાંકી રહ્યાં, તે મેં સર્વે તુજને કહ્યાં. ૧૧૬
હવાં મહત્તત્વ છવાયું શેણે, કહી સંભળાવું તે હું વેણે;
અવ્યક્તથી વીંટાયું મહત્તત્વ, તેનું સમજાવું સર્વે સત્વ. ૧૧૭
મેં જે ગણાવિયાં મુનિદેવ, તે સપ્ત સંખ્યાએ સાધી સેવ;
એ સાત પ્રકૃતિએ છવાયું, અંડ વ્યાસ કહે વીંટાયું; ૧૧૮

---

૧૦૮ વેષ્ટનાદિ -વેષ્ટન નામે. ૧૧૧ વિયતાદિ—આકાશ વગેરે.
૧૧૮ સપ્ત સંખ્યા—પંચભૂત, અહંકાર, મહત્તત્વ.

હવાં વધી પ્રકૃતિ જ્યારે, થઇ આઠની સંખ્યા ત્યારે;
તેહ વીંટાઇ રહ્યાં માંહોમાંહી, એકમેકના બળને સાહી. ૧૧૯
કહી પ્રકૃતિ મેં જેહ, તે છે નિત્ય ને નિઃસંદેહ;
તેમાં રહેલો તે પરબ્રહ્મ, જેને લેપે ન ધર્મ કે કર્મ. ૧૨૦
હવાં કરૂં પુનરાવૃત્તિ એની, સાર માત્ર કથા કહું તેની;
તે તું સાંભળ્ય એકે ચિત્તે, કથા કહું હું સમ્યક્ રીતે. ૧૨૧
જ્યમ કોઇ નર ડૂબે નિર્વાણ, પેઠો વારિમધ્યે તજવા પ્રાણ;
કે તરવા પેઠો હોય તેહ, નિકળે બાહેર જ્યારે એહ. ૧૨૨
(ત્યારે)જળમાં કુંડાળાં થાય ઉત્પન્ન, તેનો કર્તા જાણવો તેહ જન;
એહ રીતે નર તે બ્રહ્મ, વારિવ્યાપ્ત પ્રકૃતિ માનો પર્મ. ૧૨૩
અવ્યક્ત માયાને ક્ષેત્ર પ્રમાણ, ક્ષેત્રજ્ઞ બ્રહ્મ લહો સુજાણ;
આ મેં કહ્યું તને જે બાળ, લક્ષણ તે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિશાળ. ૧૨૪
એને જાણીને કરજે વિચાર, તો તું પામીશ ભવનો પાર;
વળી દેઉં તને દૃષ્ટાંત, જેથી થઈ જાયે સુર્લભ સિદ્ધાંત. ૧૨૫
જ્યમ થાયે મેઘતણો તે સંયોગ, તેથી લાધે વિદ્યુતકેરો જોગ;
તેની પેઠે અમતિની રીતે, પૂર્વ પ્રાકૃત સર્ગશું પ્રીતે. ૧૨૬
થઈ સૃષ્ટિ સુત ઉત્પન્ન, તેમાં વશ્યો ક્ષેત્રજ્ઞજ પાવન;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, બ્રહ્મોત્પત્તિ કહી સહુ જાણે. ૧૨૭
થયો પંચચત્વારિંશો અધ્યાય, રીઝે પુરાણીજન મહાકાય;
ધારે ધ્યાન માને અપમાને, કાર્યની પૂર્ણતાને પિછાને. ૧૨૮
જાણે થાય છે આપણે સારૂં, કિંતુ મરૂં તોયન મુખ ઉચ્ચારૂં;
પ્રાકૃતકેરૂં પદ્યબંધ જેહ, ગણવું શૂળી સમાને એહ. ૧૨૯

---

૧૨૧ પુનરાવૃત્તિ-(કહેલું ફરીને કહી જવા રૂપ). ૧૨૬ વિદ્યુત્-વીજળી-અમતિની રીતે—અબુદ્ધિપૂર્વક—એની મેળે—સ્વાભાવિક. પૂર્વ—પ્રથમ.

સંસ્કૃત શીખ્યા હોઇશું જો કાચું, તો છાનાછપના પ્રાકૃત વાંચું;
એવા થતા હશે વિચાર, કે નહિ તે જાણે જગદાધાર. ૧૩૦

વલણ.

જગદાધાર એ સર્વ જાણે, હું શો કરૂં અનુમાન રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, ભજું ભવોભવ ભગવાન રે. ૧૩૧

## કડવું ૧૦૧ મું.

રાગ મેવાડો.

ક્રૌષ્ટુકિ પૂછે હો, મુનિ માર્કંડેયને;
પ્રેમે કર જોડી હો, નમે સુખદેયને. ૧
અહો મહામુનિ હો, તમે યથારથ ભાખી;
અંડની ઉત્પત્તિ હો. બાકી કાંઈ નવ રાખી. ૨
તેવો બ્રહ્મ જન્મ હો, કહ્યો મહાત્મા પૂરો;
કથાભાગ નથી હો, કાંઇ રાખ્યો અધૂરો. ૩
હવાં પૂછું જે જે હો, તે સંદેહ છેદો;
મનસા પૂરી મારી હો, છેદ ભેદ સહુ ભેદો. ૪
ભૃગુકુળમાંહી હો, ઉપજ્યા તમે મુનિ;
વિશ્વે વખાણાયા હો, કીર્ત્તિ દશદિશ સુણી. ૫
કહો મુનિ મોટા હો, પ્રલય અંતે સહુનો;
સંહાર થઇ જાયે હો, પશુ પંખી બહુનો. ૬
એ સહુ નાશ પૂઠે હો, ભૌતિક સૃષ્ટિ હુતી;
અથવા કહો નો'તી હો, પૂછું કરી હું નુતિ. ૭
જ્યારે કાંઇ નો'તું હો, તે સમયે શું હતું;

૭ નુતિ—નમસ્કાર.

જો કાંઈ હોયે હો, તો તે કરો મુનિ છતું. ૮
એહ સુણવા મારી હો, ઇચ્છા અતિ થઇ દેવા;
શી થાય મારાથી હો, કરૂં આપની સેવા. ૯
માર્કંડેય કે'છે હો, સાંભળ્ય મુનિ મોટા;
સંશય તારા ભાંજુ હો, સંદેહ કરૂં સહુ ખોટા. ૧૦
જ્યારે સૃષ્ટિ સર્વે હો, પ્રકૃતિમાં લય પામે;
ત્યારે પ્રાકૃતપ્રલય હો, સુધી જન કે' નામે. ૧૧
વ્યક્ત જે જે વસ્તુ હો, તેને લીન કરી સ્વયમાં;
વિકાર માત્ર ખેંચી હો, લેતાં સર્વ પ્રલયમાં. ૧૨
પછે પ્રકૃતિ પુરૂષ હો, થાયે એક ધર્મધારી;
એકમેકને બળે હો, રહે સેવા સિદ્ધ સારી. ૧૩
તે સમયે બે ગુણ હો, સમાનપણે રે'તા;
તમોગુણ ને સત્વ હો, એવું મુનિજન કે'તા. ૧૪
ન્યૂનાધિકકેરો હો, ત્યાગભાગ સર્વે કર્યો;
એકમેકનું મિશ્રાણ હો, આશ્રય એકમેકે ધર્યો. ૧૫
દષ્ટાંત દેઉં તેનું હો, સિદ્ધાંત સમજી તું જાયે;
રજોગુણ માંહી મળતો હો, કેવી રીત કે'વાયે. ૧૬
જ્યમ તિલમાં સ્નેહ હો, મળી રહે છે ભાઈ;
જ્યમ દુગ્ધમાં આજ્ય હો, કેરી ગુપ્ત સગાઈ. ૧૭
તે રીતે તમોગુણ હો, તથા સત્વગુણ માંહી;
રજોગુણ મળી રે'તો હો, દર્શે નવ તે ક્યાંહી. ૧૮
હવાં કાળ ગણી દાખું હો, તે બન્નેતણા જે જે;
સુણજે એકે ચિત્તે હો, સત્ય કહુછું એ તે. ૧૯
બ્રહ્માની નિપજ્યથકી હો, આરંભીને ભૂદેવા;

---

૧૭ દુગ્ધ—દૂધ. આજ્ય—ઘી.

તેમનું બે પરાર્દ્ધ જીવતર હો, ટકી રહે છે દેવા. ૨૦
એટલા કાળ માંહે હો, વિઠલદિન એક થાયે;
જ્યારે વિધિનો લય હો, થાયે તેહ કહું આંહે. ૨૧
પૂર્વે કહ્યો જેટલો હો, તેટલો કાળ સહુ લેખો;
રામની રાત્રિ તેટલી હો, મુનિ મનથી પેખો; ૨૨
હવાં ઉત્પત્તિ વિધિની હો, કહું તુંને આ વારી;
સૃષ્ટિ આદિ પુરૂષ હો, તેને મન જો ધારી. ૨૩
જેને કાળ કોઇ દિન હો, કશું કરી નવ શકે;
જેના આગળ કોઇ હો, પલક એક નવ ટકે. ૨૪
જે છે વિશ્વનો હેતુ હો, યોગી ધ્યાને નવ આવે;
જ્યાં મન મતિ ન પહોચે હો, અગમ્ય એવો જે કા'વે. ૨૫
જે છે સર્વથી જૂદો હો, જેની ક્રિયા કાબુમાં;
મળે રસ્તે જાતો હો, મળે ન ગિર આબુમાં. ૨૬
એવો જગતપતિ કોઇ હો, અગમ્ય અવિનાશી દિસે;
તે યોગ ધારીને હો, માયાનરમાં હીસે. ૨૭
પેશી તે ઉભયમાં હો, ક્ષોભ કરી દે પૂરો;
દૃષ્ટાંત દેઉં તેનું હો, સિદ્ધાંત સમજે શૂરો. ૨૮
જ્યમ તન્વંગી તરૂણીમાં હો, મદ વા માધ્વવાયુ;
પેશી જાય પૂરો હો, ચઢે ચગડોળ આયુ. ૨૯

---

૨૦ બે પરાર્દ્ધ—બે પરાર્ધ્ધ વર્ષ. ૨૧ વિઠલદિન-પરમેશ્વરનો દિવસ. ૨૨ રામની—ઇશ્વરની. ૨૬ મળે ર૦—જે રસ્તે જાતો મળે એવો સુલભ છતાં ગિરના ડુંગરમાં કે આબુ પહાડમાં શોધતાં પણ ન મળે એવો દુર્લભ છે.

૨૭ યોગ ધારીને—યોગ કળાથી. માયાનરમાં-પ્રકૃતિ અને પુરૂષમાં. ૨૯ તન્વંગી-નાજુક અંગવાળી. માધવવાયુ—વસંતઋતુનો પવન.

પમાડે ક્ષોભ એવો હો, યોગ મૂર્ત્તિધર હરિ;
પ્રકૃતિ પુરૂષને હો, ભમાડે રમાડે ફરી.　　૩૦
જ્યાં પ્રધાન ક્ષોભ પામ્યું હો, કે બ્રહ્મસંજ્ઞા થાયે;
દેવ તેજ માનો હો, જેને વેદ ચાર ગાયે.　　૩૧
વિધિ સંજ્ઞા ધારી હો, અંડકોશે ઉપજે હરિ;
મેં તુને કહ્યું પૂર્વે હો, સર્વ વિસ્તારીને કરી.　　૩૨
તેજ પૂર્વે ક્ષોભક હો, પ્રકૃતિપતિ થાય જ્યારે;
ક્ષોભ પામે ત્યારે હો, સત્યવ્રત તું ધારે.　　૩૩
સંકોચ વિકાશે હો, પ્રધાનમાંહી તેહ વશ્યો;
જક્તહેતુ નિર્ગુણ હો, કસાણી લેઈ અમે કશ્યો.　　૩૪
તોય આ પ્રકારે હો, ઉત્પન્ન થઇ જાતે;
રજોગુણ ભોગવી હો, વિધિ થાય પ્રખ્યાતે.　　૩૫
બ્રહ્મભાવને આશરી હો, સૃષ્ટિ રચવા માંડે;
થઇ પ્રવૃત્ત પૂરો હો, ધર્મધ્યાન નવ છાંડે.　　૩૬
પ્રજાપતિ થઈ જાતે હો, પ્રજા ઉપજાવે પૂરી;
તે કાર્ય સહુ સાધ્યે હો, તૃપ્ત તન થાય સુરી.　　૩૭
સત્વગુણ તેમાં વધ્યો હો, પછે થાય તે વિષ્ણુ;
પરિપાલન કરે વિધિનું હો, ધર્મ ધ્યાને ધરી જિષ્ણુ.　　૩૮
પછે તમોગુણ વાધ્યે હો, તે રૂદ્ર થાયે જાતે;
તે ત્રિભુવન સંહરતા હો, થાય જક્ત પ્રખ્યાતે.　　૩૯
સૃષ્ટિ સર્વ સંહરી હો, થાય ત્રાણ ગુણવાળો;
નિર્ગુણ રૂપ ધારી હો, શયન કરે સુખાળો.　　૪૦

---

૩૧ બ્રહ્મસંજ્ઞા—બ્રહ્મ એવું નામ. ૩૪ કસણી—કસોટી. ૩૮ જિષ્ણુ—જીતે એવો.

તારે કાજે દ્રષ્ટાંત હો, ખોળી કહું છું આજે;
સમજ શિષ્ય મારા હો, સિદ્ધાંત દાંત તું આજે. ૪૧
જેમ કો ક્ષેત્રકેરો હો, સ્વામી થઇને જાયે;
વાવનારો તે થાયે હો, વળી પાળક તેનો કે'વાયે. ૪૨
વાવેલું જે ક્ષેત્રે હો, ધાન્ય પરિપક્વ થાયે;
થાય કાપનારો પોતે હો, વે'લો ઊઠી જાયે. ૪૩
તેમ નિર્ગુણ નર હો, વિધિ વિષ્ણુ રૂદ્ર થાયે;
સંજ્ઞા એવી પામે હો, જગત્‌કેરો જે રાયે. ૪૪
હિરણ્યગર્ભ થઇને હો, સરજે સૃષ્ટિ સઘળી;
રૂદ્ર રૂપ લેઇને હો, સંહારી કરે નબળી. ૪૫
રમાપતિ રૂપે હો, ઉદાસી રહી પાળે;
એ સ્વયંભૂકેરાં હો, જે ત્રણ અવસ્થા ભાળે. ૪૬
તેના ટળે સર્વે હો, પાપ સંતાપ પૂરા;
ફેરા ટળે ભવના હો, ન અરથ રહે અધૂરા. ૪૭
રમાપતિકેરો હો, રજોગુણ જે ભાઇ;
બ્રહ્મારૂપે તે તો હો, થાયે આ જનમાંહી. ૪૮
તમોગુણે રૂદ્રજ હો, થાયે સૃષ્ટિ થાતાં;
સત્વગુણે વિષ્ણુ હો, થાયે ભજે દુઃખ જાતાં. ૪૯
એજ ત્રિદેવ છે હો, ત્રિગુણ છે એ ભ્રાતા;
તેવો એકમેકે હો, સાથી થઇને જાતા. ૫૦
સ્વેચ્છાએ ચાલે હો, ત્રેણે એક રૂપ જાણો;
એકમેકાશ્રયે હો, રે'તા તેહ પરમાણો. ૫૧
અધક્ષણ તેમનો હો, વિયોગ નથી હે યોગી;
ન થાય અધક્ષણ હો, ત્રણથી કોઇ વિયોગી. ૫૨

૪૫ હિરણ્યગર્ભ—બ્રહ્મા.

એ રીતે જક્ત પૂર્વે હો, હતો દેવદેવ વિધિ;
ચતુર્મુખ તેનાં હો, મહાગુણકેરો નિધિ. ૫૩
જક્તોત્પત્તિ કાર્યે હો, લાગી રહ્યો તે જાણો;
અનાદિદેવ એ તો હો, શિષ્ય મારા પરમાણો. ૫૪
એવા આદિ દેવની હો, સેવા કરવી ભાવે;
હિરણ્યગર્ભ ભજતાં હો, પુનર્જન્મે નવ આવે. ૫૫
પૃથ્વી રૂપી પદ્મના હો, નાળમાં રહ્યા બ્રહ્મા;
એ પ્રથમ ઉપજ્યા હો, સૃષ્ટિકેરા સુખશર્મા. ૫૬
બ્રહ્મ ગણતરી રીતે હો, તેનું આયુષ્ય ભાખું;
શતવર્ષ બ્રહ્માનાં હો, જીવે તે હું દાખું. ૫૭
હવાં વિધિ વર્ષકેરો હો, દિવસ એક હું કહુંછું;
એકે ચિત્તે સાંભળ્ય હો, કહુંછું જેવું લહુંછું. ૫૮
પંચદશ નિમેષની હો, કાષ્ટા એક કે'વાચે;
ત્રીશ કાષ્ઠાકેરી હો, કળા એક તો થાચે. ૫૯
ત્રીશ કળાકેરૂં હો, મુહૂર્ત્ત એક મનાચે;
ત્રીશ મુહૂર્તકેરો હો, નરદિવારાત્રિ થાચે. ૬૦
ત્રીશ દિનરાત્રિનાં હો, પખવાડિયાં બે ભાઇ;
વા તે કાળને મહિનો હો, કહે માનવ ગાઇ. ૬૧
એવા ષટ્ માસનું હો, અયન એક તો થાચે;
અયન તેવાં દ્વય છે હો, કહું સુણ્ય તું આંચે. ૬૨
દક્ષિણાયન ઉત્તરાયન હો, એ દ્વય અયન મળી;
એક વર્ષ થાચે હો, તેની રીત સર્વ કળી. ૬૩

---

૫૬ નાળ—ડાંડાનું પોલાણ સુખશર્મા—સુખ અને શાંતિ આપનારા. ૫૯ નિમેષ—આંખ મીંચકારો. ૬૦ નરદિવારાત્રિ—મનુષ્યની દિવસ અને રાત.

નર વર્ષ એકનો હો, દિવ્ય રાત્રિદિન લેખે;
દક્ષિણાયન તો ક્ષપા હો, ઉત્તરાયન દિવસ દેખે. ૬૪
એવા દ્વાદશ સહસ્ત્ર હો, સુરસંવત્સરવડે;
કૃતયુગાદિ ચાર યુગની હો, ચોકડી માપ એક ઘડે. ૬૫
હવાં વિભાગ તેહના હો, સાંભળ્ય કહું થાય કેવા;
ચાર સહસ્ત્ર સંવત્સરના હો, કૃતયુગ થાય એવા. ૬૬
ચાર સૈકાંકેરી હો, સંધિ તેની કે'વાયે;
તેટલી સંખ્યાકેરો હો, સંધ્યાંશ તો થાયે. ૬૭
દીવ્ય ત્રિ સહસ્ત્ર વર્ષે હો, ત્રેતાયુગ થાયે;
ત્રિ શત વર્ષની સંધ્યા હો, સંધ્યાંશ તેવો કે'વાયે. ૬૮
દ્વય સહસ્ત્ર સંવત્સરનો હો, દ્વાપરયુગ તો ભાખ્યો;
બે સૈકાંની સંધ્યા હો, તેવો સંધ્યાંશ દાખ્યો. ૬૯
દિવ્ય સહસ્ત્ર વર્ષનો હો, કલિયુગ તો થાયે;
છે શત વર્ષની સંધ્યા હો, તેવો સંધ્યાશ કે'વાયે. ૭૦
એવાં દિવ્ય દ્વાદશસહસ્ત્ર(વર્ષ)ની હો, પંડિતોએ સંજ્ઞા કહી;
યુગ નામે તે તો હો, અવનિ સ્વર્ગ વિષે રહી. ૭૧
સહસ્ત્રગણા એને હો, કરીએ જ્યારે ભૂદેવા;
એક દિન બ્રહ્માનો હો, થાયે તેની કરીએ (કેવી) સેવા. ૭૨
અહો મુનિ સાંભળ્ય હો, તે બ્રહ્માના એક દિને;
થાય ચતુર્દશ મનુ હો, મરે દિન જોઇ બી'ને. ૭૩
એક સહસ્ત્ર ચોકડીથી હો, ચૌદ વિભાગ કરવા;
તેનું આવે જે ફળ હો, તે કાળ મનુ નૃપ ધરવા. ૭૪
એટલે ચૌદમે ભાગે હો, જેહ ચોકડી આવે;
તે કાળનો ધણી તે મનુ હો, ભરી ભૂમિમાં કા'વે. ૭૫

---

૬૪ દિવ્ય—દેવનો. ક્ષપા—રાત્રિ. ૬૫ સુરસંવત્સર—દેવનાં વર્ષ.
૭૦

જ્યારે મનુ થાયે હો, ત્યારે સુર સહુ નિપજે;
સપ્ત ઋષિ વાસવ હો, મનુ મનુસુત ઉપજે. ૭૬
નાના મોટા રાજા હો, તેની સાથે પ્રગટે છે;
થાય મનુનો લય હો, ત્યારે તે સહુ ઘટે છે. ૭૭
એક મનુ એકસપ્તતિ હો, ચોકડી અને તે ઉપર;
ઘણાંક વર્ષ ભોગવે હો, કે'વાય તેહ મન્વંતર. ૭૮
હવાં તેની સંખ્યા હો, માનુષ્યવર્ષથકી ગણી;
કહું તને સર્વે હો, થા તું જાણકેરો મણિ. ૭૯
ત્રીશ કોટિ અડસઠ લક્ષ હો, વીશ સહસ્ત્ર ઇકોતેર ઉપર;
જેહ રહ્યા સંવત્સર હો, મેળવ તેહ તું મુનિવર. ૮૦
એટલી સંખ્યા સુધી હો, એક મનુ રાજા રહે;
કાળ જાય ગણિયો હો, મનુ જાય મુનિ કહે. ૮૧
હવાં દિવ્યવર્ષની હો, સંખ્યા કહું તું સાંભળ;
ચિત્ત રાખ્ય ચોકે હો, સંખ્યાબળ છે મહાબળ. ૮૨
અષ્ટલક્ષ દ્વિપંચાશસહસ્ર હો, તેમાં મેળવ્ય બીજા;
જે જે કહ્યા પૂર્વે હો, ભવિષ્યમાં જે ભીંજ્યા. ૮૩
તે સહુ મેળવતાં હો, દિવ્યસંવત્સર થાયે;
તે એક મન્વંતર હો, પુરાણે પૂર કે'વાયે. ૮૪
જે કાળ પૂર્વે ભાખ્યા હો, ચતુર્દશગુણિત તે થાયે;
તેની સંખ્યા જે હોયે હો, તે વિધિદિન કે'વાયે. ૮૫

---

૭૮ એકસપ્તતિ-ઈકોતેર. અર્થાત્ ૭૧ ચોકડી અથવા ૮૫૭૧૪૨ દેવનાં વર્ષ. એને ૩૬૦ વડે ગુણવાથી મનુષ્યનાં વર્ષ આવશે.

૮૧ એટલી સંખ્યા—અર્થાત્ બધાં મળીને ૩૦૮૫૭૧૪૨૮ વર્ષ એક મનુ ભોગવે છે. ૮૪ દિવ્યસંવત્સર—(૭૮ મી કડીની ટીકામાં લખેલાં વર્ષની સંખ્યા જોવી).

એ કાળની અંતે હો, થાય વિધિકેરી ક્ષપા;
પ્રલય થયા તેમાં હો, હરિની બને અવકૃપા. ૮૬
તે પ્રલયનું ભાખે હો, સુધીજન નામ આવું;
નૈમિત્તિક પ્રલય હો, દુઃખ જેણે ઉપજાવ્યું. ૮૭
એ પ્રલય થાતાં હો, ભૂર્લોક નાશ થાએ;
ભુવર્લોક તેવો હો, સ્વર્ગલોક જાયે ઝાંએ. ૮૮
નાશ પામી જાયે હો, ત્રણ લોક એ રીતે;
મહર્લોક રે'છે હો, બ્રહ્માકેરી તો પ્રીતે. ૮૯
વળી તે ઉપરના હો, રહે લોક સર્વે સહી;
કિંતુ મહર્લોકવાસી હો, સ્વસ્થાનમાં રહે નહિ. ૯૦
તપ્ત તાપ લાગ્યે હો, જનલોકે જઇ વસતા;
દુઃખ દિન જાગ્યે હો, ઉરે નવ ઉલ્લસતા. ૯૧
ત્રિલોકકેરૂં હો, સ્વરૂપ સાગરસમ થાયે;
ત્યારે વિધિ ઉંઘે હો, રાત્રિ તેની કે'વાયે. ૯૨
જેટલો મોટો દિવસ હો, બ્રહ્માકેરો ગણી ગયા;
તેટલી મોટી રાત્રિ હો, ચતુર્વદન સૂઇ રહ્યા. ૯૩
એહ રાત્રિ અંતે હો, વળી સૃષ્ટિ રચાયે;
એવું વર્ષ વિધિનું હો, જેમાં સર્વ પચાયે. ૯૪
એવાં શત વર્ષ હો, બ્રહ્મા જીવે ભાઈ;
કહ્યું પર આયુષ્ય તેને હો, સાંભળય મુનિરાઈ. ૯૫
એ પરઆયુષ્યાર્ધ હો, પરાર્ધ નામ કે'વાયે;
દ્વિજસત્તમ સાંભળ્ય હો, સમ્યક્‌પણે કથા એ. ૯૬
એવું વિધિ એક પરાર્ધ હો, અધુના નિવૃત્તિ પામ્યું;
તેહ પરાર્ધાંતે હો, મહાકલ્પકષ્ટ જામ્યું. ૯૭

---

૯૫ પર—મોટામાં મોટું—મુખ્ય.

પાદ્મનામ મહાકલ્પ હો, થઇ ગયો મુનિરાઇ;
અધુના વિધિકેરૂં હો, દ્વિતીય પરાર્ધ ચાલે ભાઇ. ૯૮
તે મધ્યેનો આ પે'લો હો, કલ્પ વારાહ કે'વાયે;
સંખ્યા કહી સર્વે હો, સુખી હોવાં તું થાયે. ૯૯
વિધિશતસંવત્સર સુધી હો, પુરાણ પ્રાકૃત રે'શે;
પુરાણીજનકેરાં હો, ઉદર હૈડાં દે'શે. ૧૦૦
શ્રોતા થાશે સુખી હો, વક્તાની વૃદ્ધિ થાશે;
પ્રેમાનંદ ભવોભવ હો, પુરાણ પ્રાકૃત ગાશે. ૧૦૧
ઇતિ માર્કંડેયપુરાણે હો, વિધિઆયુષ્ય ભાખ્યું;
ષટચત્વારિંશે અધ્યાયે હો, દારિદ્ર્ય કૂપે નાખ્યું. ૧૦૨

વલણ.

કૂપે નાખ્યું દારિદ્ર્ય મારૂં, સુણો પુરાણીદેવ રે;
પુર આણી પ્રેમાનંદ કરશે, સમ્યક્ મને તમ સેવ રે. ૧૦૩

## કડવું ૧૦૨ મું.

રાગ ધનાશ્રી.

ક્રૌષ્ટુકી કહે સુણો ભગવાન જી, કહો આદિકર્ત્તા મહામતિમાન જી;
પ્રજાપતિના પતિ બ્રહ્મદેવે જી, પ્રજા ઉપજાવી કેવે ભેવે જી. ૧

ઢાળ.

કેવે ભેવે પ્રજા સરજી તે, કહો મુનિ વિસ્તારી;
સમ્યક્ વાણી સુખકારી અતિ, લાગે મને રસાળી. ૨
માર્કંડેય કે' સાંભળ મુનિજન, ભાવ ધરીને આજ;
જન કર્ત્તા હર્ત્તા શ્રીહરિએ, ક્યમ કરી કીધું કાજ. ૩

નિત્યરૂપ નારાયણ કા'વે, સ્થાવર જંગમ કરતા;
વિશ્વસ્વરૂપી શ્રીહરિ પોતે, વિશ્વરૂપને ધરતા. ૪
તેહ વર્ણવી મુનિવર ભાખ્યું, સાંભળ્ય એકે ચિત્તે;
પાદ્મકલ્પના અંત વિષે પ્રભુ, જાગ્રત થાતા પ્રીતે. ૫
પ્રલયકાળમાં સૂતા'તા જે, કમળભૂ ભગવાન;
જાગી ઊઠી જોવા લાગ્યા, ચતુર્દિશે ગુણવાન. ૬
સત્વગુણાધિક્ય સહિતે, શૂન્ય શૂન્ય લહ્યું સહુ જક્ત;
સ્તુતિ કરવા લાગ્યા શ્રીહરિની, જક્ત ઉત્પત્તિ વ્યક્ત. ૭
જક્તોત્પત્તિ કારણ રૂપે, વિકાર રહિતે દેવ;
એવા બ્રહ્મ સ્વરૂપી હરિની, વિધિએ સાધી સેવ. ૮
વળી ઉદ્દેશ કરી તેને વિધિ, થકી તનમન અશોક;
નારાયણ નામનો અર્થ લહ્યો મન, વદી મુખથી એક શ્લોક.૯

## શ્લોક.

વારિ અર્થ વદે નારા, તે વારિ નર સંતતિ;
સૂવે તેમાં સદા પોતે, નારાયણ મહામતિ. ૧૦

### રાગ ચાલતો.

એ રીતે નારાયણકેરા, નામતણું છે જાણ;
નારાયણ કે'વાયે તેથી, વિશ્વમાંહે નિરવાણ. ૧૧

---

૬ કમળભૂ—કમળમાં ઉત્પન્ન થયેલા—બ્રહ્મા. ૭ સત્વ ૦—સત્વગુણના આધિક્ય સહિત એવા બ્રહ્માએ પાદ્મકલ્પના અંતમાં જગતને શૂન્ય જોયું.

૧૦ શ્લોક—અનુષ્ટુપ. વારિ ૦—નારાનો અર્થ વારિ ( પાણી ) છે. તે વારિ એ નરની ઉત્પત્તિનું સ્થાન છે. તે નારામાં જે શયન કરે છે તે મહામતિ નારાયણ કહેવાય છે.

પછે બ્રહ્મા જાગ્રત હવા, તેણે કરી જોયું અનુમાન;
જગતી જાણી જળમાં ડૂબી, સ્તબ્ધ થયા મહાન. ૧૨
તેને બાહેર કાઢવા કારણ, વિધિએ કર્યો વિચાર;
પૂર્વે કલ્પનાદિકાળમાંહે જેમ, મત્સ્ય કૂર્મ ધર્યા અવતાર. ૧૩
એ રીતે આ સમયે પણ, ધર્યું વારાહ સ્વરૂપ;
નિગમ મખ રૂપી બ્રહ્માએ, ધર્યું વેદમખવારાહ રૂપ. ૧૪
એવું સ્વરૂપ લેઇને જાતે, પેઠા જળની માંય;
સર્વ વિશ્વ ઉપજ્યું જેમાંથી, વળી જેણે ગ્રહી વિશ્વની બાંય. ૧૫
સર્વેશ્વર સર્વગતિવાળા, જેનું જનલોકમાં વખાણ;
સિદ્ધ પુરૂષો ચિંતવન કરી કરતા, જગકર્તા વદી વાણ. ૧૬
એવા વિધિએ વારાહ રૂપે, કાઢી પૃથ્વી પાતાળે પેઠી;
આણી જળ ઉપર તેને મૂકી, દાંત ઉપરથી હેઠી. ૧૭
જળ ઉપર તે જણાવા લાગી, જળસમૂહે નૌકા જેવી;
સર્વ વિશ્વને તારવા લાગી, કે'વાય હોડી જેવી કેવી. ૧૮
વિસ્તાર ઘણો જગતીનો તેણે, ડૂબી ગઇ નહિ જાણ;
પછે તેને સમાન કરીને, વિધિ બોલ્યા મુખ વાણ. ૧૯
હવાં આના પર અદ્રિ થાઓ, કે થયા પર્વત પ્રૌઢ;
વિશ્વભરની ગતિ વિલોકી, થાયે ન કો દિગ્મૂઢ. ૨૦
સંવર્તકાગ્નિએ કરી પે'લાં, સૃષ્ટિ બાળી રાખ;
તે સમે પર્વત નાશ પામ્યા'તા, જેની શાસ્ત્રપુરાણે સાખ. ૨૧
એકાર્ણવરૂપ ત્રિલોકી થાતાં, કેટલા જળે ડૂબ્યા જાણ;

---

૧૩ કલ્પનાદિકાળમાંહે—કલ્પના આદિ કાળમાં. ૧૪ નિગમ મખ-રૂપી—વેદ અને યજ્ઞ રૂપી. વેદમખવારાહ—વેદ અને યજ્ઞ રૂપી વારાહ. ૨૧ સંવર્તકાગ્નિ— પ્રલયકાળનો અગ્નિ.

તે પર્વત બ્રહ્માએ કાઢ્યા, જળ આઘું પાછું કરી પ્રમાણ. ૨૨
જળ આઘું પાછું જવ થાતું, તવ અદ્રિ દીઠા દૃષ્ટ;
જે જ્યાં હતા તેને ત્યાં કીધા, સ્થિર વિધિએ સ્પષ્ટ. ૨૩
પછે સપ્ત દ્વીપ સુશોભિત કીધા, કરી પૃથ્વીના વિભાગ;
પે'લાંની પેઠે જન નીપજાવ્યા, જ્ઞાનવાન બ્રહ્મા મહાભાગ. ૨૪
જેવી સૃષ્ટિ કલ્પાદિકાળે હતી, તેવી સૃષ્ટિ બ્રહ્માએ ધારી;
કે એની મેળે તે આવીને ઊભી, ચિંતવન કરતાં વારી. ૨૫
સૃષ્ટિ તમોમય જડ હુતી, પ્રકટ થઇ એક પળમાં;
આશ્ચર્ય હોવાં લાગે ન કોને, બ્રહ્માકેરા બળમાં. ૨૬
વળી તે વિધિની પાસ અવિદ્યા, પાંચ પ્રગટ થઇ પૂર;
તમ મોહ મહામોહ તામિસ્ર ને વળી, અંધનામ મહાશૂર. ૨૭
બ્રહ્મા વેદાધ્યયન કરેછે, ત્યાં થઇ સૃષ્ટિ એ પેર;
પાંચ પ્રકારે પ્રગટ થઇ રહી, ઊભી બ્રહ્માઘેર. ૨૮
બહિર્ અંતર અજ્ઞાને આચ્છાદિ, તે સૃષ્ટિ નગાત્મકરૂપ;
વિકૃત સર્ગમાં નગાત્મક કીધી, પેહેલાં સૃષ્ટિ બ્રહ્માભૂપ. ૨૯
એવું છે માટે સહુ જાણો, વિકૃત સર્ગની માંય;
એ સૃષ્ટિનું મુખ્યપણું છે, કારણ ભાખું ક્યાંય. ૩૦
એ સૃષ્ટિ રચતાં બ્રહ્માને, થયો નહિ સંતોષ;
તવ અન્ય સૃષ્ટિ રચવાનું ધાર્યું, ધ્યાન ધરાધરકોશ. ૩૧

---

૨૨ એકાર્ણવરૂપ— એક સમુદ્ર સરખી. ૨૫ વારી—વાર. અર્થાત્ વિચારતાંમાંજ.

૨૭ તે અવિદ્યાના પાંચ પ્રકાર કહેછેઃ મોહ ઈ૦—તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર. ૨૯ નગાત્મક–પર્વતમય. વિકૃત સર્ગ—પ્રકૃતિ વિકાર પામવાથી થયેલી સૃષ્ટિ. ૩૧ ધરાધરકોશ—પર્વતરૂપ સૃષ્ટિ.

તદા ત્યાં વળી ઉત્પન્ન થાતી, સૃષ્ટિતિર્યક્ નામ;
તે સૃષ્ટિમાં નીપજિયાં જે, તેનું અક્રમ ગમન કામ. ૩૨
જોઇને વિધિ મુખ બોલ્યા, આ તો તિર્યક્સૃષ્ટિ;
મન મગ્ન ન થયું બ્રહ્માનું, કે રૂચ્યું નવ દૃષ્ટિ. ૩૩
એ સૃષ્ટિમાં નીપજિયાં તે, હવાં કહો સહુ દાખું;
જ્ઞાન વિનાના તમોગુણી સહુ, ઉન્માર્ગી થયા ભાખું. ૩૪
અજ્ઞાન માંહે વિજ્ઞાન માને, મહાઅહંકારે ભરિયાં;
માનરહિત અપમાન ન જાણે, એવાં પશ્વાદિ પ્રભુએ કરિયાં. ૩૫
એ અષ્ટાવિંશતિવિધિનાં જાણે, અંતરમાં સુખ દુઃખ;
કિંતુ એકમેકનો સંબંધ ન જાણે, ન આણે જ્ઞાનની રૂખ. ૩૬
એવું જોઇ બ્રહ્માના મનમાં, થયો નહિ સંતોષ;
તદા વળી ધ્યાન ધારણધારી, ઉપજાવ્યો તૃતીયકોશ. ૩૭
તે ત્રીજા સર્ગને કહે સુધી, ઉર્ધ્વસ્રોત વદી નામ;
સાત્વિક સૃષ્ટિ થઇ તે જાણો, જે સુખ પ્રીતિનું ઠામ. ૩૮
અંતર બાહીર્ આવર્ણવિહિન, ઉર્ધ્વ પ્રવાહે જે ઉપજિયા;
સુરવર સઘળા તેને કે'છે, જેહ ત્રીજી વાર નીપજિયા. ૩૯
બ્રહ્મા જોઇ પ્રસન્ન થયા અતિ, તેને દિવ્યસૃષ્ટિ કહી જાત;
પ્રીતિ પરબ્રહ્મની થઇ તે પર, સુખ શાંતિ વિખ્યાત. ૪૦
ત્યાર પૂઠે જ્ઞાનપથકેરૂં, સાધન સાધે જેહ;
એવી સૃષ્ટિ ઉપજાવા કારણ, ધ્યાને દમી અતિ દેહ. ૪૧
ખરૂં ધ્યાન બ્રહ્માજીકેરૂં, ધારણા ધારે શુદ્ધ;

---

૩૨ તિર્યક્—પશુપક્ષી મચ્છર વગેરે. અક્રમ ગમન—નિયમ વગરનું ગમન. ૩૬ અષ્ટાવિંશતિવિધિનાં—અઠ્ઠાવીશ પ્રકારનાં. ૩૮ ઉર્ધ્વસ્રોત—ઊંચા પ્રવાહ રૂપ સૃષ્ટિ.

તે સાધને અર્વાક્સ્રોત નીપજિયો, પ્રકૃતિ પૂર્ણે રૂદ્ધ. ૪૨
અધોમારગેવડે સૃષ્ટિ, પ્રગટ થઇ પ્રમાણ;
તેણે આર્વાક્સ્રોત કહેવાયું, નામ તેનું નિર્વાણ. ૪૩
તે સૃષ્ટિના જંતુ માંહે, પ્રકાશ ભાગ પરિપૂર;
તમોગુણ રજોગુણ તેવા, તે તો કષ્ટકારી થયા શૂર. ૪૪
એ ઉભય ગુણની પ્રવૃત્તિ ભાળી, કરે વારંવાર કર્મ;
અંતર બાહિર પ્રકાશિત પૂરા, જાણે વિજ્ઞાનસાધન પર્મ. ૪૫
એવા મનુષ્યો થયા તે સૃષ્ટિ, વળી બ્રહ્માએ ઇચ્છા કીધ;
પાંચમી સૃષ્ટિ રચવા કારણ, ધ્યાનમાં દૃષ્ટિ લીધ. ૪૬
એ પંચમી અનુગ્રહસૃષ્ટિ, થઇ રહી નિરવાણ;
તે વિપર્યય સિદ્ધિ શાંતિ તુષ્ટિ, જાણે જાણ સુજાણ. ૪૭
તે સૃષ્ટિમાં જેહ નીપજિયા, તે જાણેભૂતાર્થ વર્તમાન;
ભૂતઅંશનું આધિક્ય તેમાં, માટે ભૂતસૃષ્ટિ છઠ્ઠી મહાન. ૪૮
તે સર્વ બલિદાનગ્રાહી બનિયા, આસક્ત વિભાગે જાણ;
જ્ઞાનવાન આત્માશીલ શૂરા, ભૂતાદિક મહાપ્રાણ. ૪૯
અહો મુનિસત્તમ એહ પ્રકારે, મેં કહ્યા તુને ષટ્સર્ગ;
મહત્તત્વનો જે સર્ગ થયો તે, બ્રહ્માકેરો વર્ગ. ૫૦

---

૪૨ અર્વાક્સ્રોત—નીચા પ્રવાહ રૂપ સૃષ્ટિ. પ્રકૃતિ ઇ૦—પૂર્ણ પ્રકૃતિવડે રૂંધાયલો અર્થાત્ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલો.૪૪ શૂર— ( રજોગુણ અને તમોગુણનું વિશેષણ ).

૪૭ અનુગ્રહસૃષ્ટિ—કૃપાપાત્ર પુરૂષોની સૃષ્ટિ. વિપર્યય—કાર્યનું ઉલટાપણું. ૪૮ આધિક્ય—વધારેપણું. ૪૯ વિભાગે—મનુષ્યોએ ભાગ પાડીને આપેલાં બલિદાનમાં.

૫૦ મહાપ્રાણ—મોટા બળવાળા. સર્ગ—સૃષ્ટિ. એ રીતે ઉપર કહેલા પ્રાકૃત, વૈકૃત, કૌમાર સર્ગનું ફરીને સંક્ષેપમાં કથન કરે છે: મહત્તત્વનો ઇ૦—૨૫૯ છે.

બીજો સર્ગ તન્માત્રાકેરો, તે ભૂતસર્ગ કે'વાય;
ત્રીજો વૈકારિક નામે, ઇંદ્રિસર્ગ વદાય. ૫૧
બુદ્ધિ રહિત તે પ્રકૃતિકેરો, સર્ગ મુનિજન ગાય;
ચોથા સર્ગને મુખ્ય માનિયો, જે પર્વતનો કે'વાય. ૫૨
તિર્યક્યોનિથી નીપજિયો તે, પંચમ તિર્યકસ્રોત વદાય;
હવાં કહું આગળ અવિધારી, સાંભળજે દ્વિજરાય. ૫૩
છઠ્ઠો ઉર્ધ્વસ્રોત કહેવાયે, દિવ્યસૃષ્ટિનો શિષ્ય;
સપ્તમો અર્વક્સ્રોત સર્ગ છે, જ્યાં ભૂત વર્તમાન ભવિષ્ય. ૫૪
તે માનવની સૃષ્ટિકેરો, સર્ગ ભણેછે ભર્ગ;
જ્યાં જ્ઞાન માન ને ધ્યાન ધરાયે, જાયે વર્ગ જ્યાં અપવર્ગ. ૫૫
અષ્ટમો અનુગ્રહ સર્ગ તે, સાત્વિક તામસ જાણ;
એ પંચસર્ગ વૈકૃત કે'વાયે, પૂર્વના ત્રિપ્રાકૃત પ્રમાણ. ૫૬
પ્રાકૃત વૈકૃત તથા નવમો, કૌમારસર્ગ કે'વાય;
એ રીતે મેં ક્રૌષ્ટુકી ભાખ્યા, નવ સર્ગ નામ મનાય. ૫૭
એ નવ સર્ગ પ્રજાપતિકેરા, વિશ્વ વિષે વિખ્યાત;
હવાં તે માંહે વળી મુખ્ય કયા તે, કહું માંડીને વાત. ૫૮
સૃષ્ટિ કરતા શ્રીહરિકેરા, પ્રાકૃત વૈકૃત સર્ગ;
મૂળ હેતુ તે જગતતણા છે, ભાખી ગયા એવું ભર્ગ. ૫૯
હવાં અન્ય શ્રવણ કરવા તું, શું ઇચ્છે છે બાળ;
પૂછી જો તું પૂર આણી, પ્રીતિને સંભાળ. ૬૦

---

૫૫ ભર્ગ—મહાદેવ. જાયે ઈ૦—જ્યાં (જે સર્ગમાં) વર્ગ (જૂદી જૂદી સૃષ્ટિનો) અને અપવર્ગ (સ્વર્ગ) જાય—નાશ પામે. અર્થાત્ મુક્તિ મળે. ૫૬ પ્રાકૃત—પ્રકૃતિથી થયેલા.

૬૦ પૂછી ઈ૦—તુ પૂર પ્રીતિને આણીને પૂછી જો. અથવા પુરઆણી (પુરાણી)ને પૂછીજો.

વળી કહું તજવા જેવાં અન્ય ઠામ, ત્યાં ન કરવો તારે વિશ્રામ;
જ્યાં મોદકભક્ષક સુરભિ દેખાય, જ્યાં પદ્મ મહાપદ્મ કલ્પના થાય. ૧૫૨
વૃષભારૂઢનો વૃષભ છે અહીં, ઇંદ્ર ઐરાવત રે'તો સહી;
એવી કરે કલ્પના નર નિર્વાણ, નવ તેહ ગેહ જાવું અજાણ. ૧૫૩
જ્યાં થાય પૂજવા અર્થે રોજ, મૃદુતાએ જેવું સરોજ;
તેવું જોવાય પૂજનપાત્ર, ન હોય નામ તેનું આગમ માત્ર. ૧૫૪
વા સર્વ આગમે સુર પ્રમાણ, પણ નવ સંગ્રામકેરો સુજાણ;
કદી હોય સમર માંહે શૂર, પણ નવ અંતર ઇચ્છા પૂર. ૧૫૫
થાય તેવા દેવની કલ્પના જ્યાંય, અથવા તેવો નિરંતર પૂજાય;
તે ગેહ તજવું તારે ભાઇ, ન કરવી તેવા નરશુ સગાઇ. ૧૫૬
પરાપૂર્વથી જેહ પ્રસિદ્ધ, મહોત્સવ માની ગયા સિદ્ધ;
તે થાય મહોત્સવ જે દેશ, વા જે નગરમાં રે' નવ શેષ. ૧૫૭
વા જૂની રીત પ્રમાણે જેહ, કરે ગેહ તેવા મહોત્સવ તેહ;
ત્યાં ન કરવો તારે વાસ, કે ત્યાં જાવાની કરવી ન આશ. ૧૫૮
વળી ક્યાં જાવું તે દાખવી દેઉં, કહ્યા તેનું તો નામ ન લેઉં;
જ્યાં સૂપડાનો વાયુ સદાય, અન્ય નરને આવી વાય. ૧૫૯
લેઇ જતાં ઘડાનું પાણી, છંટાય બેઠેલાને પ્રમાણી;
નાહેલા વસ્ત્રના છાંટા ઉડે, કે નખાગ્રનું પાણી અન્યને અડે. ૧૬૦
એવો થાય આચાર જ્યાંહી ભ્રષ્ટ, તેને કરવા તારે નષ્ટ;
તેના અંગમાં વશી રે'વું, દુ:ખ દેવાય તેટલું દેવું. ૧૬૧
વળી નવ વસવું તારે ક્યાંહી, તેહ હું જાણી દેઉંછું આંહી;
જે જાણે દેશાચાર વિચાર, જે શુદ્ધ સમય જાણે સાર. ૧૬૨
જે જાણે જ્ઞાતિકેરા સર્વ ધર્મ, જેહ કરે જપાદિકનાં કર્મ;

---

૧૫૪ મૃદુતા—કોમળતા. સરોજ—કમળ ૧૫૫ સમર—સંગ્રામ.

જે કરે હોમ નિરંતર જાણ, જ્યાં થાય મંગળકાર્ય પ્રમાણ. ૧૬૩
જે ન વીસરે સુરમખ સાર, જે જાણે શૌચાશૌચ વિચાર;
જે પંથ આગમમાંહે પ્રમાણ, વળી જેણે ગયા લોક સુજાણ. ૧૬૪
તેવા માર્ગે ચાલે જન જેહ, તારે તજી દેવા સર્વ તેહ;
તેમને ગેહ ન વસવું તારે, જો તારૂં ભલું તું ધારે. ૧૬૫
માર્કંડેય કહે સુણ્ય મુનિ, એમ વદતા બ્રહ્મા ગુણી;
દેઇ દુઃસહને શિખ સારી, અંતર્ધાન હુવા વેદધારી. ૧૬૬
દુઃસહ વર્તવા લાગ્યો તેમાં, વિધિએ જુક્તે જણાવ્યું જેમાં;
હવાં તે દુઃસહનો વાસ ક્યાંહી, સમજે શ્રોતા જો માલમાંહી. ૧૬૭
આપણા પુરાણીબાવા જેહ, આચાર દેખાડો કરવા પાળે તેહ;
રે'શે દુઃસહ તેમને ઘેર, જેને થયું શુધ્ધ સ્વભાવશુ વેર. ૧૬૮
કહું વિનવી સર્વને હુંય, જો જો આચરે પુરાણી શુંય;
જો મારૂં કે'વું ઠરે ખરૂં, ખોટું હોય તો હું પરહરૂં. ૧૬૯
જો સત્ય જણાયે જોતાં, તો નવ પુરાણીને કોઇ રોતાં;
સર્વ ઠામથી સારૂં લેવાય, તો કયમ વિગનું ગ્રાહ્ય ન થાય. ૧૭૦
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, યક્ષ્માનુશાસન પ્રમાણે;
પંચાશોધ્યાય થયો પૂરો, નથી ભાવાર્થ રાખ્યો અધૂરો. ૧૭૧

## વલણ.

ભાવાર્થ નથી અધૂરો રાખ્યો, સુણો પુરાણી દેવ રે;
વિપ્રજનથી બને તેવી, કરશે સારી સેવ રે. ૧૭૨

---

૧૬૪ સુરમખ—દેવયજ્ઞ. શૌચાશૌચ—પવિત્રતા અને અપવિત્રતા.
૧૭૧ યક્ષ્માનુશાસન— યક્ષ્મને બ્રહ્માએ આપેલી શીખામણ.

## કડવું ૧૦૬ હું.

### રાગ મારૂ.

ગુરૂગણપતિ નમું પાય, મુજને આશા છે;
ઘણા ભક્તહૃદની માંય, ઉભય પ્રકાશ્યા છે. ૧
એવું જાણ્યું જોયું જાત, પૂર્ણ પ્રતીતિ છે;
ધરવો ધ્યાનમાને વિશ્વાસ, પ્રાચીન રીતિ છે. ૨
કરી સર્વ દેવને નમસ્કાર, કથા કે'વી છે;
જેવી પુરાણમાં શિક્ષાય, તેવી દેવી છે. ૩
યથામતિએ થાશે સર્વ, આરત મોટી છે;
હું પદ ધરવી વ્યર્થ, મનસા ખોટી છે. ૪
સર્વ શ્રોતા સાંભળો આજ, સાચી સિદ્ધિ છે;
જેહ સમજી આચરે જાણ, તેની પ્રસિદ્ધિ છે. ૫
કહે માર્કંડેય ક્રૌષ્ટુકી, કથા હવાં કેવી છે;
તેહ જણાવું તુજને સર્વ, જાણવા જેવી છે. ૬
કલિકેરી કામની માંહી, ઋતુકાળે ઉપજી છે;
શ્વપચદર્શનથકી પ્રમાણ, નિર્માષ્ટિ નીપજી છે. ૭
તે તો દુઃસહકેરી નાર, પુરાણે ભાખી છે;
જેનું જન્મકાળવૃતાંત, સાચું સાખી છે. ૮
યક્ષ્મે તે યુવતી સાથ, ઘર તો માંડ્યું છે;
જેણે સારાપણાનું ચિન્હ, સર્વે છાંડ્યું છે. ૯
તે પ્રિય પત્ની સંયોગ, ભવિષ્યે સાખ્યો છે;
તેણે વેલો તેમનો મુન્ય, અતિશે વાધ્યો છે. ૧૦
તેહ જણાવું તુજને આજ, શ્રદ્ધા સાંચી છે;
જેવું પુરાણે પૂર પાવન, જોયું વાંચી છે. ૧૧

---

૭ શ્વપચ—ચાંડાળ. નિર્માષ્ટિ—કલિની પુત્રી અને દુઃસહની સ્ત્રી.

દુ:સહ નારીને નિર્વાણ, સંતતિ ઉપજી છે;
સંખ્યામાં છે તે સોળ, વદું કેવી નીપજી છે. ૧૨
આખા વિશ્વમાં વ્યાપી તેહ, ક્રૌષ્ટુકિ રહી છે;
તેમાં અષ્ટ પુત્ર થયા ઉત્પન્ન, કન્યા અષ્ટ કહી છે. ૧૩
હવાં તે પુત્રોકેરાં નામ, ગણાવી દેવાં છે;
મારે સાચેસાચાં સર્વ, તુજને કે'વાં છે. ૧૪
દંતાકૃષ્ટિ, ઉક્તિ, પરિવર્ત, અંગધ્રુક, એવાં છે;
શકુનિ, ગંડપ્રાંતરતિ નામ, જોવા જેવાં છે. ૧૫
ગર્ભહા, સસ્યહા, જાણ, નામ તો નૌતમ છે;
તેના વંશને વિસ્તારનાર, કૃતિમાં ઉત્તમ છે. ૧૬
હવાં તેની અષ્ટકન્યાઓ જેહ, નામે સારી છે;
તેનાં ગણાવી દેઉં નામ, મતિ જેવી મારી છે. ૧૭
નિયોજિકા વિરોધિની નામ, સ્વયંહાર કરી છે;
ભ્રામણી ઋતુહારિકા નામ, સ્મૃતિહરા નરી છે. ૧૮
બીજહરા વિદ્વેષિણી નામ, છેલ્લી કેવી છે;
તેનું સ્વરૂપ ભાખું હુંય, જોવા જેવી છે. ૧૯
જેને જોઇ ઉપજે મહાભય, કાયા કંપે છે;
જેવું ભ્રમરકેરૂં ચિત્ત, લાગ્યું ચંપે છે. ૨૦
તેવું અરૂચિકર છે નામ, કામ પણ તેવું છે;
હવાં તે પુત્ર પુત્રીનું કામ, સાંભળ્ય એવું છે. ૨૧
માની લે તે છે કંપાયમાન, તેની શાંતિ સાચી છે;

---

૧૫ દંતાકૃષ્ટિ ઈ૰—દંતાકૃષ્ટિ વગેરે નામ પણ તેમના કર્મને અનુરૂપ છે તે આગળ તેમનાં કર્મ બતાવતી વખતે કહેવામાં આવશે, અને હવે પછી નિયોજિકા વગેરે કન્યાઓ કહેવાશે તેને વિષે પણ એમજ સમજવું.

કેવી રીતે કરાચે તેહ, કે'વી કાચી છે. ૨૨
તોચે ભાખું યથામતિ હુંય, સુણવા જેવી છે;
પે'લાં કહું કુંવરકુલક્ષણ, રીતિ તેની કેવી છે. ૨૩
દંતાકૃષ્ટિ નામે સુત જેહ, દુ:સહાગમ વાંચ્છે છે;
જુએ પિતાની ઊભો વાટ, ભુંડું ઇચ્છે છે. ૨૪
તે જોઇ સૂતેલાં બાળ, દાંતમાં પેસે છે;
બાપ કે' કકડાવેછે દાંત, બાળક નેંશે છે. ૨૫
પણ બાળક નથી કાંઈ નેશ, દંતાકૃષ્ટિ આવ્યો છે;
તેનો કરવો જોઇએ પરિહાર, દુ:ખડાં લાવ્યો છે. ૨૬
તેની શાંતિ થાચે કેઇ પેર, સર્વે કે'વી છે;
મારે કરવો તુને ઉપકાર, સેવના સેવી છે. ૨૭
સૂતા બાળકને શયન, સરશવ ધોળા છે;
તેહ વેરવા તેણે ઠામ, એવા વરજોળા છે. ૨૮
કે તે સુતના દાંત ઉપર, માષાન્ન દાખ્યા છે;
નાખવાને કહ્યું નિર્વાણ, પુરાણે ભાખ્યા છે. ૨૯
વા અતસી કે ઔષધીસ્નાન, કરવા કહ્યું છે;
ઉતકંટો ધરચે અંગ માંય, દૂષણ વહ્યું છે. ૩૦
જો એંડાગેંડાનું અસ્થિ સાર, બાળક પાસે છે;
પે'રવાથી શણનું વસ્ત્ર, દુ:સહસુત ત્રાસે છે. ૩૧
થાચે એની શાંતિ એ પેર, અન્યની કેવી છે;

---

૨૨ માની લે ઈ૦—જે એ પુત્ર પુત્રીઓનાં નામ પ્રમાણે તેમનું કામ માની લે છે તે તેમનાથી કંપાયમાન ( બીકથી ધ્રુજનાર ) છે અને તેમને માટે સાચી શાંતિ પણ કહી છે. ૨૪ દુ:સહાગમ—દુ:સહનું આવવું. ૧૨૫ બાળ—બાળકના. ૩૦ અતસી—અળસી. ઉતકંટો—કાંટાશળિયો. ૩એંડાગેંડાનું—ગેંડાનું.

તેહ વર્ણવી દાખું હુંય, જોવા જેવી છે. ૩૨
દુઃસહસુત ઉક્તિ નામ, 'તથાસ્તુ' બોલે છે;
એવો વારંવાર ઉચ્ચાર, કરી અતિ ડોલે છે. ૩૩
તેના તે વચને નિર્વાણ, ભલું ભુંડું થાયે છે;
એમાં રતિમાત્ર નહિ ફેર, ઋષિ મુનિ ગાયે છે. ૩૪
એની શાંતિકેરે માટ, સુધી શું સાધે છે;
દૂષણવિહીન મંગલોચ્ચાર, કરવા વાધે છે. ૩૫
એમ સદા મંગલ શબ્દ, જે જન ભાખે છે;
દુષ્ટ વચન સુણી કાન, દીનતા દાખે છે. ૩૬
કદા સુણાયું હલકું વેણ, મુક્તિ હરિનામે છે;
ચરાચર બ્રહ્મ દેવનું સ્મરણ, એ પણ એવે કામે છે. ૩૭
અથવા કુળદેવ્યા નામોચ્ચાર, શાંતિ માટે છે;
એવું જોઇ ઉક્તિ જેહ, અતિ ઉચ્ચાટે છે. ૩૮
હવાં પરિવર્તકનું પરિણામ, મુનિ કેવું છે;
તે એક ચિત્તે સાંભળ્ય તુંય, મારે કે'વું છે. ૩૯
એકનો ગર્ભ લેઈ બીજી જાગ, તે તો મૂકે છે;
કરાવે શુભનો અશુભ ઉચ્ચાર, ચતુર પણ ચૂકે છે. ૪૦
એમ કંઇનું બોલાવી કંઇક, આનંદ પામે છે;
એવો પરિવર્તક દુઃસહસુત, ત્રીજો નામે છે. ૪૧
શાંતિ સુધી કરે તેની આમ, જે સરશવ ધોળા છે;
તેહ વેરી દે ચોપાસ, મનના બોહોળા છે. ૪૨
વા અસુરહંતા મંત્રોચ્ચાર, જ્યાંહી થાયે છે;
ત્યાંથી તો તે નિર્વાણ, નાશી જાયે છે. ૪૩
ચોથો અંગધ્રુક્ જે પુત્ર, કેવું ધારે છે;

---

૩૩ તથાસ્તુ—તેમ થાઓ. ૩૮ કુળદેવ્યા—કુલદેવી.

કરે અંગપ્રવેશ વાયુ પેર, શું તે વિચારે છે. ૪૪
શુભાશુભ બતાવી તેહ, આનંદ પામે છે;
દર્ભે તાડન થાયે દેહ, તવ તે શામે છે. ૪૫
હવાં પાંચમો શકુનિ પુત્ર, કાકમાં પેસે છે;
વા શ્વાનમાં કરી નિવાસ, નિરાંત બેસે છે. ૪૬
એવા પશ્વાદિના અંગ માંય, ભલું ભુંડું બોલે છે;
તેની શાંતિ અર્થે સોય, સુધી તોલ તોલે છે. ૪૭
જો વાયસ દુષ્ટ કરે ઉચ્ચાર, તો કારજ ટાળે છે;
કે આરંભથી અથડાય, બોલ્યું બળે છે. ૪૮
જો તે પક્ષી પશુ બોલે શુભ, તો સારૂં થાયે છે;
જો આગમે વિધિ તેહ, પ્રજાપતિ ગાયે છે. ૪૯
ગંડપ્રાંતરતિ છઠ્ઠો સુત, ગાલાંતે વસે છે;
અર્ધું મુહૂર્ત માપ્યું માપ, રહી ત્યાં હસે છે. ૫૦
તે સમય કાર્યારંભ, જે જે થાયે છે;
તે સિદ્ધ ન થાયે સાજ, નાશમાં જાયે છે. ૫૧
તેની શાંતિ સાંભળ્ય તુંય, મારે કેવી છે;
બ્રહ્મવાણીથકી પરમાણ, શિક્ષા દેવી છે. ૫૨
બ્રહ્મદેવ સ્તુતિએ સત્ય, શાંતિ ભાખી છે;
શાંતિ પ્રકરણે મૂલખનન, વિધિ દાખી છે. ૫૩
ગોમૂત્ર સરશવકેરે સ્નાન, પ્રતિકૂળ તારે છે;
તેવા ગ્રહ પૂજતાં અવિધાર, શાંતિ ધારે છે. ૫૪
પુનરપિ ધર્મમાં સ્થિતિ થાય, શાસ્ત્રને જોવે છે;
જન્માવજ્ઞાએ નિર્વાણ, ગંડપ્રાંતરતિ રોવે છે. ૫૫

---

૫૦ ગાલાંતે—ગલોફાંના છેડા આગળ. ૫૩ મૂલખનન—શાંતિ પ્રકરણમાં કહેલો એક વિધિ. ૫૫ જન્માવજ્ઞા—જન્મનો તિરસ્કાર.

એમ એની શાંતિ થાય, સતમો કેવો છે;
સ્ત્રીગર્ભ ગળી જાય જાણ, જોવા જેવો છે. ૫૬
તેનો વાસ સ્ત્રીગર્ભની માંય, વિધિ ભાખે છે;
તે મહાદારૂણ છે દુષ્ટ, સર્વ ઉવેખે છે. ૫૭
તેની શાંતિ શૌચે થાય, મંત્રલેખ પ્રસિદ્ધ છે;
અનુત્તમ હાર જો પે'રાવાય, સત્વગુણી જે સિદ્ધ છે. ૫૮
એવા સાધુને અર્પે હાર, શાંતિ તેની થાયે છે;
શુદ્ધ ઘરમાં કરતાં વાસ, નાશી તે જાયે છે. ૫૯
ગર્ભહા તેનું છે નામ, શ્રમવિણ રક્ષાણ છે;
જો એમ નવ કરાય, તો તેહ વિલક્ષાણ છે. ૬૦
દે અસંખ્યાત તે દુઃખ, ભુંડો ભારે છે;
હવાં અષ્ટમાના ગુણ ગાઉં, જે હૃદયે મારે છે. ૬૧
સસ્યહા એવું છે નામ, જે તૃણધાન્ય ટાળે છે;
તેની સુધી શાંતિ કે' આમ, જે ભવિષ્ય ભાળે છે. ૬૨
જૂનાં ઉપાન જો પે'રાય, તો શાંતિ થાયે છે;
વામગમને નિર્વાણ, ભુંડું જાયે છે. ૬૩
ચાંડાલપ્રવેશ કરાવાય, જે અતિ હલકું છે;
પણ સુધી કરે સહુ તેમ, ભુંડું ભલકું છે. ૬૪
મૂકવાથી બલિદાન બા'ર, તે શાંતિ પામે છે;
ભગવદ્‌ભક્તિએ નિર્વાણ, સસ્યહા શામે છે. ૬૫
હવાં તેની પુત્રીના આચાર, કે'વા મારે છે;
જો તું મુજ પાસેથી સર્વ, સુણવા ધારે છે. ૬૬

---

૬૩ વામગમને-ડાબી બાજુએ ચાલવાથી. ૬૪ ભલકું—ભલું.

વલણ.

સુણવા ધારે મુજકને તો, મારે કે'વું સર્વ રે;
દુ:સહ સુતની શાંતિ કરતાં, પમાય પ્રૌઢું પર્વ રે. ૬૭

## કડવું ૧૦૮ મું.

### રાગ ધનાશ્રી.

તે દુ:સહની સુતા જેહ જી, સહુ વર્ણવી દાખું તેહ જી;
કરૂં તુજને નિ:સંદેહ જી, પે'લી નિયોજિકા કહું જેહ જી. ૧

### ઢાળ.

જેહ નિયોજિકા નામ કન્યા, તેનું કહું લક્ષણ;
ચિત્ત વ્યગ્ર કે અસ્વસ્થ તારે, ન કરવું અધ્યક્ષણ. ૨
દુ:સહકેરી નિયોજિકા, જેહ કન્યા નામે;
તેહ નરને પરદ્રવ્ય હરવા—તણે યોજે કામે. ૩
પરસ્ત્રીહરણ પણ તે કરાવે, હું વદુ તેની શાંતિ;
પવિત્ર પાઠ કરી રહે તે, હરે તેની કાંતિ. ૪
ક્રોધ લોભાદિક ષટ્ રિપુને, જેહ ત્યાગે જાણ;
તે દુ:સહસુતાથી શાંતિ પામે, ઉગારે નિજ પ્રાણ. ૫
નિયોજિકા મુને ક્રોધ લોભે, પ્રયોજતી પ્રમાણ;
સમજી એવું ત્યાગતા તે, જેહ નર સુજાણ. ૬
કરી નિંદા કોઇ એકે, માર માર્યો હોય;
તવ જાણવું સુજને મને, એ કૃત્ય નિયોજિકાનું સોય. ૭
વિદ્વાન કે મહાનયોગી, નવ થાયે તેને વશ;
એ નૌતમ યૌવનવતી નારી, કરી દે રસબસ. ૮
તોય તેનો ત્યાગ કરતા, તે સુધી કે'વાય;

પર સ્ત્રી ઉપર કૂડી દષ્ટિ, એથકી તો જાય. ૯
એહ દુષ્ટાદુષ્ટ કર્મે, યોજવાને આજ;
પૂર્ણ પ્રેમે પ્રેરવાને, આવી ઊભાં સમાજ. ૧૦
જેહ એવું જાણતા તે, સદા પામે સુખ;
જન્મોજન્મતણાં તો જાયે, તેહ નરનાં દુઃખ. ૧૧
વિરોધિની દુઃસહસુતા, કરે કૂડાં કર્મ;
અન્યોન્ય પ્રીતિ પાળતાં, તજાવી દે ત્યાં ધર્મ. ૧૨
દંપતી અતિ પ્રીતિવાળાં, જોઇ જાતોજાત;
વિરોધિની વચમાં ધરે તે, આવી જાતે વાત. ૧૩
બંધુઓને એ લઢાવે, વળી મિત્રમાંહી વિરોધ;
માબાપનું એ માપ લેવા, ફરે કરતી શોધ. ૧૪
સમાન વયની શોકય બેમાં, નરે નીપજાવિયા સુત જેહ;
તે ઉભયને અતિશે લઢાવે, નામે વિરોધિની એહ. ૧૫
હવાં શાંતિ તેની સર્વ ભાખું, સુણય તું ભૂદેવ;
બલિદાન આપી બલિષ્ટ તેને, રીઝવી લે તતખેવ. ૧૬
તોજ તેની શાંતિ થાયે, કે નરમ ગરમ થાય;
કટુમધુ જનબોલ્યું લેખે, એક રૂપ સદાય. ૧૭
શાંતિ એની એ પ્રકારે, ગાય ગુણનિધિ સર્વ;
( વળી )શાસ્ત્રાચાર સેવન કરયેથી, થાય વિરોધિનો ખર્વ. ૧૮
હવાં સ્વયંહારિકાકેરાં, કહું લક્ષણ આજ;
એક ચિત્તે સર્વ સુણજે, સુધરી જાશે કાજ. ૧૯

---

૧૦ સમાજ— મંડળી (નિયોજિકા વગેરેની). ૧૭ વિરોધિનીની શાંતિનો બીજો પ્રકાર કહે છે: કે ઈ૦—અથવા મનુષ્ય નરમ ગરમ થાય—સમાન રૂપે રહીને મનુષ્યનું બોલેલું કડવું મીઠું સહન કરે, તો તેની શાંતિ થાય.

અન્ન ખળી કે ઘરમાંથી, હરીજાયે એહ;
સુરભિમાંથી પય હરે એ, ઘૃત ગોરસેથી તેહ. ૨૦
સંપત્તિવાળી વસ્તુ જે જે, જુએ એ નિર્ધાર;
હરી લે સંપત્તિ તેથી, કરે ન કાંઈ વિચાર. ૨૧
એ સદા છાની છપની રે'તી, દુઃસહસુતા મહાદુષ્ટ;
અપક્વ અન્નથી એહ થાતી, અંગ માંહે પુષ્ટ. ૨૨
પાકશાળા વિષેથી એ, પક્વ અન્ન લઇ જાય;
તે માંહી મૂક્યું હોય જે તે, છાનીમાની ખાય. ૨૩
પીરસવા અન્ન માંડિયું કે, આવી બેસે સાથ;
જમી જાયે કોઇ ન જાણે, પછે ગ્રહે કોનો હાથ? ૨૪
રસકસ જે અન્નમાં તે, હરી જાયે તેહ;
ઉચ્છિષ્ટ અન્નનું ભક્ષ તેને, સદા વા'લું દેહ. ૨૫
ક્ષેત્રમાંથી ધાન્ય હરતા, પાકશાળાથકી પ્રમાણ;
પક્વ અન્નને લેઇ જાયે, નીચ એ નિર્વાણ. ૨૬
સુરભિ શ્યામાતણા સ્તનથી, દુગ્ધ હરતી એહ;
દધિમાંથી ઘૃત હરે એ, તિલથી તૈલ નિઃસંદેહ. ૨૭
મદ્યમંદિરમાંથી લેતી, મદ્ય એ નિર્વાણ;
રંગાટીકેરી વસ્તમાંથી, રંગ લેતી પ્રમાણ. ૨૮
કપાસમાંથી સૂત્ર લેતી, એમ સર્વ હરતી નાર;
સંહારિકાનું કૃત્ય એ, કિંચિત કહ્યું નિર્ધાર. ૨૯
હવાં શાંતિ એહની કહું, સુણજે ભૂદેવ;
સદા સાચે મને એની, શૂચિ સાધવી સેવ. ૩૦
મયૂરપક્ષીકેરૂં જોડું, રાખવું ઘરમાંય;
કર્ત્રિમ કામિની કરી મૂકવી, સદા મંદિર જ્યાંય. ૩૧

૨૩ અપક્વ—કાચું—અર્ધું રંધાયલું.

ચિત્ર તો ચિતરાવવાં, જેથી રક્ષણ થાય;
ઉચ્છિષ્ઠ અન્નનો ત્યાગ કરવો, સદા જે દુઃખદાય. ૩૨
દુગ્ધાદિભાજનતણાં પાસાં, ઉભય જે કે'વાય;
હોમાગ્નિએ તે સદા સર્વે, રક્ષવાં સુખદાય. ૩૩
સુર વર્ગને ધૂપ કરીને, સંતોષવી તે જાણ;
પવિત્ર થઇ રક્ષણ એ રીતે, નિત્ય કરવું નિર્વાણ. ૩૪
હવાં બ્રામણીનું કૃત્ય ભાખું, સુણ્ય તું ભૂસુર;
એકઠાં રે'નાર સહુને, ઉદ્વેગ કરતી પૂર. ૩૫
એનાથી રક્ષણ જેહ કરવા, ધારતો મનમાંય;
તેણે નિયમ શા શા ધારવા તે, કહી દાખું આંય. ૩૬
કોઈ નરનું હોય આસન, બેસવાનું જેહ;
તેહ પર નવ બેશી જાવું, પ્રિય જેહ નરને તેહ. ૩૭
શયન સ્થાનક માટ એવો, ધારવો નિશ્ચય;
સ્મૃતિમાં જે એવું રાખે, થાય તેહનો ઉદય. ૩૮
ગ્રંથાંતરે વળી એમ છે કંઇ, આસન શયન પૃથ્વી પર;
શ્વેત સરશવ વેરી દેવા, તોજ થાયે વર. ૩૯
વિચક્ષણે વિચાર કરવો, અહોરાત્રિ જાણ;
એ દુષ્ટા સુજને ભમાવે, કરી દેઇ અજાણ. ૪૦
શાંતિ તેની થાય કેઇ રીત, તેહ ભાખું સર્વ;
શિવસૂક્તકેરો જાપ કરવો, રહિત તનમન ગર્વ. ૪૧
એટલાએ શાંતિ તેની, થઇ જાએ સિદ્ધ;
મનવાંચ્છિત સર્વ મળતી, નવનિધિ અષ્ટમહાસિદ્ધ. ૪૨
હવાં દુઃસહસુતા ઋતુહારિકા, નામે કરંતી શુય;
યથાર્થ તે વર્ણવી દાખું, એક ચિત્તે સાંભળ્ય તુંય. ૪૩

---

૩૩ ભાજન—પાત્ર. ૩૯ વર—ભલું.

કન્યા કામિનીનું પ્રવૃત્તાપ્રવૃત્ત, જે થયેલું ઋતુજાણ;
તેહને એ હરણ કરતા કરી પુરાણે પ્રમાણ. ૪૪
તેની શાંતિ થાયે કેયી વિધ, તેહ સાંભળ્ય સર્વ;
તીર્થયાત્રા કરવાવડે કે, તેમાં નાહ્યે પર્વેપર્વ. ૪૫
દેવમંદિર યજ્ઞભૂમિમાં, વા પર્વતશિખરે જાણ;
અખાતે નદીસંગમે, સ્નાન કહ્યું નિરવાણ. ૪૬
મંત્રશાસ્ત્રી જે મંત્ર જાણે, વા વૈદ્યશાસ્ત્રી હોય;
તે પ્રયોગ પૂર્ણ રીતે કરીને, ચિકિત્સા કરવી સોય. ૪૭
પર્વકાળે કે પ્રાતઃકાળે, કરવા ઔષધી પ્રયોગ;
એવડે એની શાંતિ થાયે, ટળે ભવોભવના રોગ. ૪૮
હવાં નિર્બુદ્ધ ને હઠિલી રામા, જણાય ઠામોઠામ;
તે સ્મૃતિહરતા સ્મૃતિહારિકાનું, જાણવું તારે કામ. ૪૯
તેની શાંતિ એકાંતવાસે, વદી ગયા મહાબુદ્ધ;
પવિત્ર પત્ની કરવી તેણે, કરવું હરિસ્મરણ શુદ્ધ. ૫૦
નરનારી કેરૂં બીજ હરતા, તે બીજહરા કે'વાય;
મહાભયાનક રૂપ તેનું, જોઇ કંપે તેને કાય. ૫૧
પવિત્રાન્ન ભોજનવડે તેની, થાયે શાંતિ પૂર;
વળી શુચિસ્નાને શાંતિ તેની, વર્ણવી ગયા ભૂસુર. ૫૨
તે મહાદારૂણ ને દુરાચારિણી, દારૂણ ભય કર્તા જાણ;
તેની શાંત્યર્થે બ્રહ્મભોજન કહ્યું, પુરાણ માંહી પ્રમાણ. ૫૩
અષ્ટમી કન્યા વિદ્વેષિણી નામે, ભય કર્ત્તા ભરપૂર;
નરનારીને દ્વેષપાત્ર એ, કરતી ડરતી નવ ક્રૂર. ૫૪
તેની શાંતિ અર્થે કહ્યું તે, સર્વ સમજવું આજ;

---

૪૪ પ્રવૃત્તાપ્રવૃત્ત થયેલું—પ્રવૃત્ત થયેલું કે નહિ પ્રવૃત્ત થયેલું. ૫૧ જોઇ—તેને જોઈ.

મધ્ય દુગ્ધ આજ્યે કરીને, હોમ કરવો દ્વિજરાજ. ૫૫
તિલસંયુક્તે એ વિધિ ભાખ્યો, પુરાણમાં પવિત્ર;
મિત્રવિંદા ઇષ્ટિ કહી વળી, અષ્ટમકન્યકાકેરે ચિત્ર. ૫૬
એ સર્વે વિસ્તારી કહ્યાં મેં, તનુજ તનુજાનાં નામ;
વળી વિધિપુરઃસર તેમનાં ભાખ્યાં, જાણ્યાં જોયાં તેવાં કામ. ૫૭
વળી આગળ હું કહીશ તુજને, તેનાં સર્વ સંતાન;
એક ચિત્તે જો શ્રવણ કરીશ તો, થઇશિ મુનિ મહાન. ૫૮

### વલણ.

થઇશ મુનિ મહાન તું, સુણ્ય ક્રૌષ્ટુકિ ભૂદેવ રે;
વળી વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, ગુરૂજનતણી કરી સેવ રે. ૫૯

## કડવું ૧૦૨ મું.

### રાગ નટની દેશી.

દ્વિજસત્તમ સાંભળ્ય તુંય રે, કહું તેના સંતાનનાં નામ હુંય રે;
દુઃસહનારતણાં નિર્ધાર રે, પુત્ર પુત્રી સોળે સાર રે. ૧
તેનાં સંતાન આડત્રીશ રે, થયાં તે વર્ણું આ દિશ રે;
નામ તેનાં કહું નિરધાર રે, સર્વે સાંભળ તું આ વાર રે. ૨
દંતાકૃષ્ટિની કન્યા બેય રે, વિજલ્પા કલહા નામે જેહ રે;
હવાં તેનાં કૃત્ય કહું જેહ રે, તેમાં લાવીશ નવ સંદેહ રે. ૩
વિજલ્પાકેરૂં જે છે કૃત્ય રે, તિરસ્કાર દુષ્ટવેણ અસત્ય રે;
તેની શાંતિ થાયે કેયી પેર રે, સહુ જણાવું કરી મે'ર રે. ૪
સુધી જને વિચારવું એહ રે, રે'વું તેને વિચારે નિઃસંદેહ રે;

---

૫૫ આજ્યે—ઘીવડે. ૫૬ મિત્રવિંદા—એ નામનો નાનો યજ્ઞ.

થાય શાંતિ તેની એથી રે, બળ ઘટે સર્વનું જેથી રે. ૫
હવાં કલહાકેરૂં જે કૃત્ય રે, તે દાખવું તુજને સત્ય રે;
સર્વ જનના ઘર મોઝાર રે, કરે કલહ તે નિરધાર રે. ૬
કુટુંબનાશ કર્તા એ જાણ રે, વદું તેની શાંતિનું પ્રમાણ રે;
મધ દુગ્ધ આજ્ય તાંદૂલ રે, દૂર્વાંકુર વીંટી દુકૂલ રે. ૭
તેના બલિને અર્થે દેવું રે, હોમ કરવાનું ચિત્તમાં લેવું રે;
પાવક પ્રભાકર નામોચ્ચાર રે, કરવાથી શાંતિ થાયે સાર રે. ૮
વળી કરવી પાર્થના આવી રે, તેહ દેઉં હું સર્વ બતાવી રે;
હે કુષ્માંડ યાતુધાન રે, સર્વ દેવગણ મહાન રે. ૯
ભૂત માત્રની શાંતિ કરો રે, માતા બાળની મનમાં ધરો રે;
વિદ્યા તપ સંયમ ને યમની રે, શાંતિ ઇચ્છવી નિત્ય નિયમની રે. ૧૦
કૃષિ વ્યાપાર લાભને અર્થે રે, નિરંતર વૃદ્ધિ થાવા ગર્થે રે;
કહ્યા તે દેવનું પૂજન કરવું રે, વિધિપૂર્વક વેણ ઉચરવું રે. ૧૧
સર્વે સંતુષ્ટ થાઓ દેવ રે, હું અહોરાત્ર સાધીશ સેવ રે;
મહાદેવ મહેશ્વરકૃપાએ રે, શુભ તેમના મતે થાયે રે. ૧૨
સર્વ નરથકી તુષ્ટિ પામો રે, મારાં અરિષ્ટ સઘળાં વામો રે;
સર્વ દેવ થાઓ તુષ્ટમાન રે, ભાંજો દુષ્કૃત જેહ મહાન રે. ૧૩
દુરાચાર મહાપાતક જેહ રે, હણો દેવ જે કરાવે તેહ રે;
વિઘ્નકર્તાને વીણી કાઢો રે, સુરને કૃપા કરી ઉજાડો રે. ૧૪
દેવ કૃપાએ વિવાહ માંહી રે, વૃદ્ધિકર્મ થાતું હોય જ્યાંહી રે;
પુણ્ય કર્મને યોગે જાણ રે, ગુરૂસુર પૂજનમાં પ્રમાણ રે. ૧૫
જપ મખ વિધાનમાં સાર રે, ચતુર્દશ યાત્રામાં નિર્ધાર રે;

---

૭ દૂર્વાંકુર—ધરોના અંકુર. ૮ પાવક—અગ્નિ. પ્રભાકર—સૂર્ય.
૯ કુષ્માંડ—એ નામના અધમ દેવ. યાતુધાન—રાક્ષસ.

શરીરારોગ્ય ભોગ્ય પદાર્થે રે, સુખ દાન વળી ધન સાર્થે રે. ૧૬
બાળક વૃદ્ધ ને રોગી માંહી રે, (જે)વિઘ્ન હોયે તે સંહરો આંહી રે;
ચંદ્ર ઇંદ્ર વરૂણ ને સૂર્ય રે, વાયુ વન્હિ આદિક તુર્ય રે. ૧૭
એ સર્વ દેવ કરો મારી શાંતિ રે, વળી વધારો અંગની કાંતિ રે;
હવાં ઉક્તિનો એક પુત્ર રે, જેણે કર્યું તાલવૃક્ષે ગૃહસૂત્ર રે. ૧૮
કલિજીહ્વા નામ છે તેનું રે, હવાં કૃત્ય કહું સહુ એનું રે;
તેનું સ્થાનક અસાધુની જીભે રે, ગ્રંથાંતરમાં ભાખ્યું ઇભે રે. ૧૯
તેને હોય વાસ જેની માંહી રે, તેશુ નવ બોલવું કે કે'વું કાંઈ રે;
તેવડે છે તેની શાંતિ રે, એમ કરતાં થાય વિશ્રાંતિ રે. ૨૦
દ્વિજસત્તમ સાંભળ્ય તુંય રે, પરિવર્તના સુત કહું હુંય રે;
વિરૂપ વિકૃત નામે બેય રે, વદું તે તો ક્યાંહી રે'ય રે. ૨૧
દ્રુમ નગ પરિખા જ્યાંહી રે, કિલ્લા સમુદ્ર હોયે ત્યાંહી રે;
વળી બીજે એવે સ્થાને રે, તેનું રે'ઠાણ દ્વિજ તું માને રે. ૨૨
ગર્ભવતી સતી કોઇ રે, બેસે વૃક્ષની જોઇ સોઇ રે;
વા ગણાવિયાં જે સ્થળ રે, ત્યાં બેસે થઈ નિર્મળ રે. ૨૩
તોય પરિવર્ત્તના પુત્ર રે, ભાંજે તેના ગર્ભતણું ઘરસૂત્ર રે;
વા તેને ભમાવી દે ભાઇ રે, મૂકાવે માતતણી સગાઇ રે. ૨૪
મેં ગણાવિયાં સ્થળ જેહ રે, ત્યાં ઉદરગર્ભભ્રમણ થાય એહ રે;
માટે ગર્ભવતીએ ભાઈ રે, નવ વૃક્ષ ઓળંગવું દુઃખદાઇ રે. ૨૫
પર્વત કિલ્લાનું કરવું તેમ રે, સાગર પરિખાનું ધારવું એમ રે;
જો પાળે એવો નેમ રે, તો તે ઉભયની શાંતિ એમ રે. ૨૬
થઇ જાયે જાણવું ભ્રાત રે, નવ માનવી ખોટી વાત રે;
હવાં અંગધ્રુકનો એક તન રે, પિશુન વૃદ્ધિ પામ્યો અનુદિન રે. ૨૭

---

૧૭ તુર્ય—ચાર. વાયુ, વન્હિ, વગેરે ચાર તત્વો રૂપી દેવો. ૧૮ તાલવૃક્ષે તાડમાં. ૧૯ ઇભે—( પંડિત રૂપી ) હાથીએ.

તેનું કૃત્ય અતિ છે કૂડું રે, તેવું આચર્ણુ તેનું ભૂંડું રે;
નરમજ્જાનામક ધાતુ જેહ રે, તેમાં પેશી રે'તો તેહ રે. ૨૮
અજિતેંદ્રિયનું બળ હરતો રે, રોજ ભક્ષણ વીર્યનું કરતો રે;
હવાં થયા શકુનિને સુત પાંચ રે, જેણે આણી મોટી આંચ રે. ૨૯
તેનાં નામ ગણાવી ભાખું રે, જેવું પુરાણમાં તેવું દાખું રે;
શ્યેન કાક ને કપોત રે, ગૃધ્ર ઉલૂક રાત્રે રોત રે. ૩૦
તે પાંચેને ગ્રહણ કીધા રે, દેવ દાનવે પાસે લીધા રે;
મૃત્યુએ નિકટ રાખ્યો બાજ રે, સોંપ્યું કાળે કાકને કાજ રે. ૩૧
મહાભયંકર ઉલૂક જેહ રે, લીધો નિર્ઋતિએ તેહ રે;
ગૃધ્રે વ્યાધિ ગ્રહણ કીધો રે, વ્યાધિસ્વામીએ કપોત લીધો રે. ૩૨
પાપ પ્રાકટ્ય અર્થે જાણ રે, એ થયા સાધનભૂત પ્રમાણ રે;
તેણે કરી હે ભૂદેવ રે, જાણી જાવું તારે તતખેવ રે. ૩૩
શ્યેનાદિ પક્ષી જે નરશીર રે, બેસે વા ઉડી જાય વીર રે;
વા ત્યમ કરી થાય અંતર્ધાન રે, તે નરે શાંતિ કરવી જાણ રે. ૩૪
ઈંડાં મૂકે પોતાને ગેહ રે, કે માળો બાંધે તેહ રે;
એ ઠીક નથી કોઈ વાતે રે, વળી બીજો ભેદ વદું સાક્ષાતે રે. ૩૫
નરના ઘર ઉપર હોલો બોલે રે, બેશી મોભારે મન ગમ્યું ડોલે રે;
તો કરવો તેવા ઘરનો ત્યાગ રે, એમ વદી ગયા મહાભાગ રે. ૩૬
હે દ્વિજ જે ઘરકેરી માંય રે, શ્યેન કપોત પેશી જાય રે;
ગૃધ્ર કાક કે ઉલૂક જાણ રે, પેસે ઘરમાંહી પ્રમાણ રે. ૩૭
તદા ઘરધણીએ જાણવું સત્ય રે, આવી લાગ્યું પાસે મૃત્ય રે;
તેવા ઘરને પંડિત તજતા રે, શાંતિકાજે યજ્ઞાદિ યજતા રે. ૩૮

---

૨૮ નરમજ્જાનામક—પુરૂષની મજ્જા નામની. ૩૦ શ્યેન—બાજ. કપોત—હોલો. ગૃધ્ર—ગીધ. ઉલૂક—ઘૂડ. ૩૨ વ્યાધિસ્વામી-યમ.

કપોતદર્શન સ્વપ્ને ન સારૂં રે, જેને થયું તે થાય બિચારૂં રે;
માટે કરવી તેની શાંતિ રે, તેહ કરતાં ટળશે ભ્રાંતિ રે. ૩૯
ગંડમ્રાંતરતિના બાળક શંત રે, જેહ કરી રહ્યા ખટપટ રે;
આવ્યા કરવા પાધ્ધરઝટ રે, વર્ણવે શું પ્રેમાનંદ ભટ રે. ૪૦
તે રે' સ્ત્રીઓના આર્તવમાંહી રે, રે'વાનો કાળ કહું સહુ આંહી રે;
સ્ત્રી રજસ્વળા થાયે જ્યારે રે, પૂર્વના ચાર દિવસે તું ધારે રે. ૪૧
ત્રયોદશમે એકાદશમે રે, એ દિવસે તેમાં ભમે રે;
દિવાગમને વસે તેમાં રે, શ્રાદ્ધ કરવાના દિવસે જેમાં રે. ૪૨
પર્વણીના દિવસો સર્વ રે, તે વાસ વશી રે' ધરી ગર્વ રે;
માટે સુધીએ દિવસો તેહ રે, ત્યાગ કરવા નિઃસંદેહ રે. ૪૩
થાયે તેથી તેની શાંતિ રે, વધે નરવરકેરી કાંતિ રે;
હવાં ગર્ભહાને બે સંતાન રે, થઈ એક પુત્રી ને પુત્ર મહાન રે. ૪૪
નિઘ્ન નામ પુત્રનું જાણ રે, મેહિની નામ પુત્રીનું પ્રમાણ રે;
પુત્ર પેશી ગર્ભમાં સાર રે, તેનું ભક્ષણ કરે નિર્ધાર રે. ૪૫
કન્યા ભોજન કરાવી કરે મૂત્ર રે, તેથી બનતું કેવું સૂત્ર રે;
મૂત્ર કરવાથી નીકળે સર્પ રે, દાદુર કૂર્માદિ કરતા દર્પ રે. ૪૬
એવાં ઉદરચલનપ્રાણી કરતી રે, વા અતિ પુરિષ ઉદરે ભરતી રે;
હવાં ચાલે જોર તેમનું એમાં રે, તેહ સર્વ બતાવું જેમાં રે. ૪૭
ગર્ભવતી સ્ત્રીનો ગર્ભ રે, થાય ષટ્ માસની અર્ભકી અર્ભ રે;
તે સ્ત્રી તે સમયે આમિષ રે, ભક્ષે સ્વાદતણું કરી મિષ રે. ૪૮
વા નિયમિત રે' નવ નારી રે, રહે રાત્રિએ દ્રુમછાયે અવિધારી રે;
ઉપવસ્ત્ર ધર્યા વિણ એહ રે, ત્રણ પથમાં ઊભી રહે જેહ રે. ૪૯
વા સ્મશાનભૂમિ માંહી રે, રહે ઊભી જુવતી જ્યાંહી રે;

---

૪૭ ઉદરચલન પ્રાણી—પેટે ચાલનારાં પ્રાણી. ૪૯ ત્રણ પથમાં—ત્રણ માર્ગના ચકલામાં.

અથવા મધ્યરાત્રે રડે સાર રે, તેમાં એ બે પેસે નિર્ધાર રે. ૫૦
કરી પ્રવેશ દે અતિ દુઃખ રે, થાયે તેની શાંતિ કરતાં સુખ રે;
સસ્યહાને થયો એક સુત રે, ક્ષુદ્રક નામ જેનું અદ્‌ભુત રે. ૫૧
જે જોઈ છિદ્ર અનાજને છોડે રે, તેની શાંતિનાં બીજ તોડે રે;
કરે એટલે તેનો નાશ રે, હવાં કરૂં છિદ્રના ગુણ પ્રકાશ રે. ૫૨
જે નર અમાંગલિક દિવાએ રે, અતિ તૃપ્તિ ધરીને કાયે રે;
વાવે બીજ થઇ રળિયાત રે, છિદ્ર જોતો રહે તેની વાત રે. ૫૩
જ્યાં પરિપક્વ થાયે પાક રે, કે તેમાં પેસે મારી હાક રે;
એ છિદ્ર એને પેસવાકેરૂં રે, જે અતિ દુષ્ટજનનું દેરૂં રે. ૫૪
એવું છે માટે કૃષિકાર રે, કરવો મુહૂર્ત્તનો વિચાર રે;
સમ્યક્ દિવસ જોવો સાર રે, કરવું ચંદ્રપૂજન અવિધાર રે. ૫૫
મોદ મનમાં થાયે જ્યારે રે, કરવું વાવેતર તો ત્યારે રે;
સારે મુહૂર્તે કાર્યારંભ રે, કરવો છોડી પ્રપંચ દંભ રે. ૫૬
એથી થાયે શાંતિ એની રે, નાસે બળ સંપત્તિ તેની રે;
મેં કહી દુઃસહકેરી સુતા રે, તેના આચાર કૂડા હુતા રે. ૫૭
તેને પુત્રીઓ પ્રગટી ચાર રે, પ્રણોદિકા નામે સાર રે;
તે મસ્ત મનુષ્યમાં પેસે રે, ગાંડાના ઉરમાં બેસે રે. ૫૮
સાવચેત નહિ જે નારી રે, તે જુએ તેનો નાશ વિચારી રે;
એમ કરીને પ્રવેશ રે, કરી દેતી વરવો વેશ રે. ૫૯
દારૂણ કર્મ કરાવે બેશી રે, સહુ અંગોઅંગમાં પેશી રે;
જો ન ધારે નીતિ તેહ રે, પવિત્રતાએ પૂરે ન દેહ રે. ૬૦
તો આચરાવે ધર્મ ને અધર્મ રે, કરાવે અકામનું કામકર્મ રે;
અનર્થને અર્થરૂપે દાખે રે, અમોક્ષને મોક્ષ તે ભાખે રે. ૬૧
થાય પ્રવેશ તેમનો જ્યાંહી રે, કે થાય પુરૂષાર્થ ભ્રષ્ટ ત્યાંહી રે;

---

૫૩ અમાંગલિક-દિવાએ. અશુભ દિવસે. ૫૭ સુતા-નિયોજિકા નામે.

જે ગેહના ઉંબર સંધ્યાકાળે રે, નવ ધોવાતા કોઇ ભાળે રે. ૬૨
જ્યાં સમયપરત્વે બલિદાન રે, ધાતા વિધાતા પામે ન જાણ રે;
ત્યાં કરે ચાર જણી પ્રવેશ રે, કરી દે ઉજડ બૃહત્ દેશ રે. ૬૩
ખાતાં કે પાણી પીતાં ભ્રાત રે, નિકટ બેઠેલાં જોઇ સાક્ષાત રે;
ઉરાડે જળના છાંટા જેહ રે, હોયે નરનારીકેરી દેહ રે. ૬૪
તોયે પેસે તેમાં તેહ રે, પછે વરસાવે મરણનો મેહ રે;
ત્રણ પુત્ર વિરોધિનીના સાર રે, તેનાં નામ કહું નિર્ધાર રે. ૬૫
નામે નોદક ગ્રાહક જાણ રે, વળી તમઃપ્રચ્છાદક પ્રમાણ રે;
તેનાં સ્વરૂપ ભાખું હુંય રે, એકે ચિત્તે સાંભળય તુંય રે. ૬૬
દીપસ્નેહથી દૂષિત થાય રે, ઉલ્લંઘેલાંમાં તે જાય રે;
ખલ મૂશલમાં કરે વાસ રે, ખાંડણીએ થાય ઉજાસ રે. ૬૭
પાદુકા આસન સ્થાન રે, સૂપડે દાતરડે ધરે કાન રે;
જોઇ આસનને જે નારી રે, ખેંચે કે ઠોકર મારે ભારી રે. ૬૮
લીંપી શુચિ કરેલી ભૂમિમધ્યે રે, એવે સ્થળ અર્ચન કર્યાવિણ બધે રે
ભોજનાદિક કરવા જે ધારે રે, ત્યાં વસવા તે નિર્ધારે રે. ૬૯
કડછીના ચાડામાં અગ્નિ લાવે રે, તેથી પાક પત્ની નીપજાવે રે;
ત્યાં વિરોધિનીના સુત સર્વ રે, થાય બલિષ્ટ પામી ગર્વ રે. ૭૦
વાસ વશી રહે સદા ત્યાંહી રે, એવું જોવામાં આવે જ્યાંહી રે;
પુત્ર પત્ની પુરૂષ જીવ્હાયે રે, સાચું જૂઠું બોલાવા જાયે રે. ૭૧
તે તો નોદકનાં છે કામ રે, જેહ અસત્યતાનું ધામ રે;
કરાવે ચાડિયાનું કૃત્ય તેહ રે, કરાવે ઘડીઘડી સંદેહ રે. ૭૨
બીજો જે મહાદુર્મતિ સુત રે, તે તો કાર્ય કરે અદ્ભુત રે;
નરના કર્ણદ્વારમાં વસતો રે, ધ્યાન ધારણામાં ઉલ્લસતો રે. ૭૩
દુર્વચન વદાતાં હોય જ્યારે રે, સત્વર ગ્રહણ કરી લે ત્યારે રે;

---

૬૭ દીપ ૪૦—દીવાના કોડિયાના તેલનો જે ઉપયોગ કરે.

આહક નામ તેનું પ્રસિદ્ધ રે, જેણે ચળાવિયા મહાસિદ્ધ રે. ૭૪
જે માનવનું માનસ જીતે રે, તમોગુણાચ્છાદે આવે પ્રતીતે રે;
ત્યમ થાતાં ઉપજે જે ક્રોધ રે, તે તો એ દુર્મતિનો બોધ રે. ૭૫
તમઃપ્રચ્છાદક નામ તેનું રે, કૃત્ય વર્ણેલું જોયું જેનું રે;
સંહારિકાને ચોરીથકી રે, ત્રણ પુત્રની સાંભળી વકી રે. ૭૬
તેનાં નામ કહું નિર્વાણ રે, જેનાં પુરાણમાં પ્રમાણ રે;
પે'લાનું નામ છે સર્વહારી રે, બીજાનું નામ તો અર્ધહારી રે. ૭૭
વીર્યહારી ત્રીજાનું નામ રે, હવાં કહી દાખું તેમના કામ રે;
જે ઘર આચમન થાય ન ક્યારે રે, આચારમંદને તે વિચારે રે. ૭૮
પાદપ્રક્ષાલનવિણ રસોડે રે, જેહ જાવાને ચિત્ત જોડે રે;
ખળી કે ગોધનમાં જાણ રે, જેહ ગેહ દ્રોહ થાય નિર્વાણ રે. ૭૯
ત્યાં રમે ભમે તે નિત્ય રે, કરે વિહાર વસમી રીત્ય રે;
તેની શાંતિ કરવી સારી રે, શુભ થાવા ન રે' વિચારી રે. ૮૦
બ્રામણીકેરો એક સુત રે, કાકજંઘ નામે અદ્ભુત રે;
તે જઇ પેસે જેમાં રે, જાણવું દુઃખ પેઠું તેમાં રે. ૮૧
નવ પ્રીતિ પુરૂષને થાય રે, જ્યાં આવી પેઠો તે કાય રે;
તે પેસે કેવી રીત રે, તેહ કરૂં સર્વ પ્રતીત રે. ૮૨
જમતાં જમતાં સમાધિ સાધે રે, સંધ્યાવંદને ગાનમાં વાધે રે;
વા હાસ્ય કરે તે સ્થાને રે, સંધ્યામૈથુનને વર માને રે. ૮૩
ત્યાં પ્રવેશ કરે તે પૂર રે, હોય શૂર તો કરે અશૂર રે;
ઋતુહારિણીને ત્રણ પુત્રી રે, તેહ હોયે ક્યાંથી સૂત્રી રે. ૮૪
તેનાં નામ ગણાવું આજ રે, તું સાંભળજે દ્વિજરાજ રે;
નામ એકનું છે કુચહરી રે, બીજીનું નામ તો વ્યંજનહરી રે. ૮૫
જાતહરી ત્રીજીનું નામ રે, જેનાં થયાં ન વિવા' કામ રે;

---

૭૫ તમોગુણાચ્છાદે—તમોગુણવડે આચ્છાદન કરીને ( ઢાંકીને ).

વિવા'કાળ વીતીગયા પછી જાણ રે, જેનો વિવા' થયો પ્રમાણ રે. ૮૬
તેવી સ્ત્રીના સ્તનનું હરણ રે, કરે કુચહરી પૂછ્યા વણ રે;
નહિ એક સ્તનનું જાણ રે, રૂધિરભક્ષી એનું પ્રમાણ રે. ૮૭
સમ્યક્પ્રકારે અર્પ્યા વિણ શ્રાદ્ધે રે, નવ માતૃકાપૂજન આરાધે રે;
એ ઉભય વિણ કન્યા પરણાવે રે, વ્યંજનહરી દુ:ખે તેને લાવે રે.૮૮
તેવી સ્ત્રીની યોનિ હરતી રે, પૂરી પાવઇ જેવી કરતી રે;
સૂતિકાગ્રહ હોય જે ઠામ રે, જોઇએ પાવક પૂરણકામ રે. ૮૯
જળ ધૂપ ને દીપ જોઇએ રે, અસ્ત્ર ત્યાં નવ ભૂલવું કોઇએ રે;
મૂશળ રક્ષા સરશવ સાર રે, જોઇએ એવા એવા ઉપચાર રે. ૯૦
જ્યાં ન હોયે એટલાં વાનાં રે, ત્યાં જાતહારિકા પેસે છાનાં રે;
લેઈ જાય હરણ કરીને બાળ રે, પૂર્વ સ્થાને મૂકે તતકાળ રે. ૯૧
છે તેનું મહાભયાનક રૂપ રે, છે માંસહારિણી અતિ કુરૂપ રે;
એવું છે માટે સાવધપણે રે, સૂતિકાગૃહ યત્ને રક્ષવું ઘણે રે. ૯૨
હવાં સ્મૃતિહરાનો સુત પ્રચંડ રે, જેહ ભમતો હીંડે નવખંડ રે;
શૂન્ય ગૃહમાં વસતા જેહ રે, અજીતેંદ્રિયને દુ:ખ દે તેહ રે. ૯૩
સ્મૃતિનાશનું કરતો કાજ રે, વળી તેનો પૌત્ર કહું દ્વિજરાજ રે;
તેના પૌત્રથકી સહસ્ર જાતિ રે, ઉપજી જેની મોટી ખ્યાતિ રે.૯૪
ધરી લીકાઓ હસ્તમાં દંડ રે, પાશ ઝાલ્યા જેણે પ્રચંડ રે;
એવી અષ્ટ ભયાનક જાત રે, થઇ ચાંડાલની પ્રખ્યાત રે. ૯૫
પછે તેલીકાઓને ચાંડાળ રે, ક્ષુધાએ વગાડવા લાગ્યાં ગાલ રે;
થઈ વપુએ વ્યાકુળ અતિ રે, કરી એકમેકને ખાવાની મતિ રે. ૯૬
પ્રચંડે ચાંડાલજાતિ વારી રે, કરી નિયમિત તેમને મારી રે;
કરી આપ્યા નિયમ જેહ રે, સર્વે જણાવું તુજને તેહ રે. ૯૭

---

૯૩ પ્રચંડ—એ નામનો પુત્ર. ૯૫ લીકાઓ—એ નામની પ્રચંડના પૌત્રની સંતતિ.

આજથકી આરંભી જાણ રે, લીકાનો વાસ કરશે પ્રમાણ રે;
જ્યાં તેને વસતી જોઇશ રે, પ્રચંડ કે' દંડે સર્વસ ખોઇશ રે. ૯૮
એમાં સંશય નહિ તલભાર રે, લીકા જોઇ ગેહ કરૂં સંહાર રે;
જે લીકા ચાંડાલના ઘરમાંય રે, સંતાન જણશે જઇ જ્યાંય રે ૯૯
તેની પૂર્વ સંતતિ સર્વ રે, નાશ કરીશ ધારી ગર્વ રે;
દુ:સહ કન્યા બીજહરા રે, તેની સંતતિ દાખું ધરા રે. ૧૦૦
કરી ઉત્પન્ન કન્યા બેય રે, નામે વાતરૂપા અરૂપા જેહ રે;
તે બન્ને બીજહરાનાં શસ્ત્ર રે, ઝાલી ઝૂમે કરધરી અસ્ત્ર રે. ૧૦૧
ગર્ભાધાનના અંત માંહી રે, વાત રૂપાને પેરે જ્યાંહી રે;
તે નર હો કે નારી ભલે રે, વાત વીર્યપાણામાં મળે રે. ૧૦૨
તેમ જો અરૂપાને પેરે ત્યાંહી રે, તો નિર્વીર્ય કરે જઇ જ્યાંહી રે;
હોય પુરૂષ કે ભલે નારી રે, રેત હરી દુ:ખ દે ભારી રે. ૧૦૩
જે નર સ્નાનકર્યા વિણ જાણ રે, પંચ મહામખ કર્યા વિણ પ્રમાણ રે;
જે સ્ત્રી શુચિ સાચવ્યા પાખે રે, ભોજન કરે કે પતિને દાખે રે. ૧૦૪
તે નિર્બીજપણાને પામે રે, નવ સંશય એણે કામે રે;
જેના વક્ત્રપર વક્ર ભૃકુટિ રે, તે તો નાખે નરને કૂટી રે. ૧૦૫
દુ:સહ સુતા વિદ્વેષણી નામ રે, તેને બે પુત્ર થયા ઉદ્દામ રે;
નર અપકાર કરવાનું ધાર્યું કામ રે, રાખ્યું માતાકેરૂં નામ રે. ૧૦૬
તેઓ પિશુનતાસક્તમાં પેસે રે, અદૃઢ મન જોઇ માંહે બેસે રે;
કરે દુષ્ટ નરની સેવા જેહ રે, સર્વનો દ્વેષ કર્ત્તા હોય તેહ રે. ૧૦૭
કરી તે માંહી પ્રવેશ રે, નવ રે'વા દે કાંઇ શેષ રે;
પેઠા બન્ને જણ તે જ્યારે રે, માતા ભ્રાતા ન ઇચ્છે ત્યારે રે. ૧૦૮
મિત્ર ઇષ્ટજન કરે દ્વેષ રે, વખોડે સર્વ સજ્જન વેષ રે;

---

૧૦૫ વક્ત્રપર—મુખ પર. વક્ર—વાંકી. ૧૦૭ પિશુનતાસક્ત—ચાડિયાપણામાં આસક્ત.

ધર્માર્થકેરો કરે નાશ રે, જદા થાયે તે તનમાં પ્રકાશ રે. ૧૦૯
એ ઉભય માનો એક રે, તેણે ધર્યો કેવો વિવેક રે;
તેહ અધમ જાતે જાણ રે, સ્વગુણ જન્મ કરે પ્રમાણ રે. ૧૧૦
હવાં કહું બીજાકેરૂં કાર્ય રે, જેવું ભાખ્યું વ્યાસાચાર્ય રે;
અન્યમાં જે તેના ગુણ સાર રે, હોય મિત્રમાં જે અવિધાર રે.૧૧૧
તેહ ખેંચી લે તો ખાંતે રે, કંઇક ચાવી ખાતો દાંતે રે;
એ સર્વની શાંતિ કરવી રે, જો ધર્મની ધારણ ધરવી રે. ૧૧૨
વૈતરણી પાર ઉતરવી રે, તો શાંતિની કરણી કરવી રે;
એ વિધે યક્ષ્મની સંતતિ જેહ રે, કહી સર્વ મેં નિઃસંદેહ રે.૧૧૩
યક્ષ્મના પાપાચરણી પુત્ર રે, વશ્યા વિશ્વે કરી ઘરસૂત્ર રે;
તે મેં યથારથ કહી દાખ્યા રે, જેવા હતા તેવા ભાખ્યા રે. ૧૧૪
સુણી યક્ષ્મસંતતિ નર જેહ રે, કરે શાંતિકારજ તેહ રે;
વા સુણે કથા એક વાર રે, યક્ષ્મસંતતિકેરી સાર રે. ૧૧૫
તેને કષ્ટ દે ન તેની સંતતિ રે, એવું વદી ગયા મહામતિ રે;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણ રે, દૌઃસહોત્પત્તિસમાપન જાણ રે. ૧૧૬
થયો એકપંચાશોધ્યાય રે, વિપ્ર પુરાણી કાજે ગાય રે;
ભટ પ્રેમાનંદને સા'ય રે, થાજો પુરાણીના રાય રે. ૧૧૭

## વલણ.

પુરાણીના રાય જે જે, તે તે સા'ય થાજો સાર રે;
ભટ પ્રેમાનંદ પુરાણ ગાયે, ભજી વિઠ્ઠલદેવ મુરાર રે. ૧૧૮

---

૧૧૬ દૌઃસહોત્પત્તિસમાપન—દુઃસહના પુત્રોની ઉત્પત્તિની કથાની સમાપ્તિ.

## કડવું ૧૦૯ મું.

### રાગ કેદારો.

માર્કંડેય કહે સુણ્ય મુનિ, કહું કરી વિસ્તાર;
અવ્યક્તજન્મા વિધિતણો, સર્ગ તામસ કહ્યો સાર. ટેક. ૧
હવાં રૂદ્રનો સર્ગ કહું તને, તે સાંભળ્ય એકે ચિત્ત;
અષ્ટ અંગ વદું રૂદ્રનાં, સુણ્યે મળે જ્ઞાનવિત્ત. માર્કંડેય૦ ૨
વળી પત્નીઓ પુત્ર કહું તેના, સાંભળ્ય સર્વ આ વાર;
કલ્પાદિકાળે બલિષ્ટ વિધિ, કરતા એમ વિચાર. ,, ૩
હું સરખો પુત્ર ઉત્પન્ન કરૂં, એમ ધ્યાન ધાર્યું વિધિદેવ;
તે સમે વિધિઉત્સંગમાં, પ્રગટ્યો નીલલોહિત એવ. ,, ૪
એ સુત તો બ્રહ્માતણો, તે કરવા લાગ્યો રૂદન;
સૂક્ષ્મ ને કોમળ સ્વરવડે, રડવા લાગ્યો તે દિન. ,, ૫
એમ રડતો જોઇ બાળને, વિધિએ પૂછ્યું આમ;
કોણ કારણ રડે તું અલ્યા, શું કથળ્યું તારૂં કામ. ,, ૬
તવ તે જગતપિતા શું વદ્યો, મારૂં શું વિધિનામ;
નામ વિના નર સુર નથી, તેણે અમુઝાઉં મહાધામ. ,, ૭
તવ પદ્મનાભ કે' નામ તાહરૂં, રૂદ્ર એવું પ્રકાશ;
ધૈર્ય રાખી રહે તું અહીં, હવાં મૂકી રોદન આશ. ,, ૮
તોય તે રડતો નવ રહ્યો, રડ્યો સાતજ વાર;
તેને રડતો જોઇ વિધિએ, ટાઢો પાડ્યો અપાર. ,, ૯
જેટલી વાર રડ્યો તે સહી, પાડ્યાં તેનાં તેટલાં નામ;
વળી સ્થાનક આપ્યાં તેટલાં, તેની સંખ્યા સપ્ત તમામ. ,, ૧૦

---

૧ અવ્યક્તજન્મા—અવ્યક્ત છે જન્મ જેનો. ૩ કલ્પાદિકાળે–કલ્પના આદિકાળમાં. ૪ નીલલોહિત—રૂદ્ર.

વળી અષ્ટ અંગ તેનાંથકી, કર્યાં પત્ની પુત્ર ઉત્પન્ન;
હવાં નામ ગણાવું સપ્ત તેહનાં, સુણય તું થઇ પ્રસન્ન. મા૦ ૧૧
ભવ શર્વ ઇશાન પશુપતિ, ભીમ ઉગ્ર મહાદેવ;
વળી કલ્પી આપ્યાં સ્થાનક સહી, તેહ વદું તતખેવ. „ ૧૨
સવિતા વારિ જગતી અને, વન્હિ વાયુ આકાશ;
દીક્ષિતદ્વિજ ને ચંદ્રમા, એ અંગ અષ્ટ પ્રકાશ. „ ૧૩
અનુક્રમે એહ જાણવાં, રૂદ્રરૂપનાં અંગ;
હવાં સ્ત્રીઓ વદું તેહની, સુણય તું ધારી ઉમંગ. „ ૧૪
સુવર્ચલા ઉમા વિકેશા, સ્વધા સ્વાહા પ્રમાણ;
દિશા દિક્ષાને રોહિણી, વળી રૂદ્રાદિક નામે જાણ. „ ૧૫
સહિત સૂર્યાદિની સ્ત્રીઓએ, અનુક્રમવડે માન્ય;
શનૈશ્વર અને શુક્ર જે, વળી લોહિતાંગ મહાન. „ ૧૬
મનોજવ સ્કંદ ને સર્ગ છે, સંતાન ને બુધ જાણ;
છે અનુક્રમે પુત્ર એમના, શાસ્ત્ર પુરાણે પ્રમાણ. „ ૧૭
એ વિધિનું રૂપ રૂદ્રનું, તેની નારી પ્રથમ કોણ;
તેહ તુંને સર્વ દાખવું, કરૂં પૂર્ણ પ્રવીણ ઓણ. „ ૧૮
ભાર્યા રૂપે સતી નામની, નારી પ્રાપ્ત થઇ પ્રથમ;
તે સતીએ દક્ષકોપથી, ત્યાગ્યું અંગ મહારમ્ય. „ ૧૯
પછે હિમાલયની સ્ત્રી મેનકા, થઇ તે તેમાં ઉત્પન્ન;
થયો મૈનાક ભ્રાત તેહનો, જેનું મન સાગર પર પ્રસન્ન. „ ૨૦

---

૧૩ દીક્ષિતદ્વિજ—દીક્ષા લીધેલો બ્રાહ્મણ. ૧૫ વળી રૂ૦—વળી રૂદ્રાદિક નામે સહિત એવા જે તેના સ્થાનભૂત સૂર્યાદિ કહ્યા છે તેમની સુવર્ચલા વગેરે સ્ત્રીઓ જાણવી. ૧૬ લોહિતાંગ—મંગળ. ૨૦ જેનું મ૦—(સમુદ્રે તેને ઇંદ્રથી બચાવ્યો હતો માટે).

મૈનાક સાગર મિત્ર બે, થયા વિશ્વમાં જાણ;
મર્યાદા સરખી બેતણી, ઉભય ગુણકેરી ખાણ. માર્કંડેય૦ ૨૧
મૈત્રી રહી તેણે ટકી, નવ તીતાલી તેમાં કોય;
મૈત્રી કરો તો એવી કરો, સુખ સિદ્ધજ હોય. ,, ૨૨
હવાં સતી અવતરી જે ત્યાં સહી, તેનું શિવપર મન;
જોઇ અનન્ય પ્રીતિ તેહની, થયા શિવજી પ્રસન્ન. ,, ૨૩
પૂર્ણ પ્રેમે વર્યા પાર્વતી, માંડ્યું પછે ઘરસૂત્ર;
ઉમાશંકરની કૃપાવડે, ભૃગુના વર્ણું પુત્ર. ,, ૨૪
હવાં ભૃગુતણી કથા કહું, એક ચિત્ત કર તુંય;
ભૃગુની પત્ની ખ્યાતિથકી, ઉપન્યું શુંય શુંય. ,, ૨૫
તે સર્વ કહી તુંને દાખવું, ખ્યાતિને થયો ધાતા પ્રથમ;
વળી સુત વિધાતા બીજો થયો, ઉભય દેવ મહારમ્ય. ,, ૨૬
નારાયણપત્ની લક્ષ્મી જે, થઇ તે ત્યાં ઉત્પન્ન;
ખ્યાતિતણી સુતા શ્રી થઇ, હવા હરિ જેણે પ્રસન્ન. ,, ૨૭
આયતિ નિયતિ નામે બે હતી, મેરૂને કન્યાય;
તે ધાતા વિધાતાને વરી, સુત દ્વય તેના કે'વાય. ,, ૨૮
પ્રાણ છે નામ પે'લાતણું, બીજા મહામુનિ મુજ બાપ;
મૃકંડ નામ તેમનું હતું, વાધ્યો જેનો વિશ્વે પ્રતાપ. ,, ૨૯
તે મૃકંડ મનસ્વિનીને વર્યા, જેહ મારી માતા પ્રમાણ;
મનસ્વિની માતાનો પુત્ર હું, માર્કંડેય થયો જાણ. ,, ૩૦
હું ધૂમ્રવતી નારી વર્યો, તેથી થયો પુત્ર ઉત્પન્ન;
વેદશિરા નામ તેહનું, મૃકંડવંશ એ પાવન. ,, ૩૧
હવાં પ્રાણની સંતતિ વર્ણવું, તેનો પુત્ર ધુતિમાન;
ધુતિનો અજરા સુત થયો, તેના બે પુત્ર પૌત્ર મહાન. ,, ૩૨

---

૨૩ અનન્ય—એકનેજ વિષે આસક્ત એવી.

વિસ્તાર તેમનો વાધ્યો ઘણો, હવાં મરીચિનો કહું વંશ;
સંભૂતિ નારી સતી લખી, કરી મરીચિએ અવતંસ. માર્કંડેય૦ ૩૩
એમ લગ્ન ઉભયનાં થયે, થયો પૌર્ણમાસ નામે પુત્ર;
તેને વિરજા પર્વત બે સુત થયા, જદા માંડ્યું ઘરસૂત્ર. ,, ૩૪
હે દ્વિજસત્તમ જ્યારે હું, વદીશ વંશાવળી વિસ્તાર;
તદા તેના તનુનાં અભિધાન જે, કહીશ તુજને સાર. ,, ૩૫
અંગિરાએ અબળા કરી, જેનું સ્મૃતિ એવું નામ;
તેથકી પુત્રીઓ નીપની, મહાગુણકેરાં ધામ. ,, ૩૬
સીનીવાલી કુહૂ નામની, રાકા અનુમતિ નામ;
એમ ચાર કન્યાઓ સ્મૃતિ વિષે, પ્રકટી સ્વરૂપે કામ. ,, ૩૭
અત્રિએ અનસૂયા વરી, તેથી પુત્ર થયા ઉત્પન્ન;
સોમ દુર્વાસા દત્તાત્રેય, જેને જોઇ થઇએ પ્રસન્ન. ,, ૩૮
પુલસ્ત્યપત્ની પ્રીતિથકી, અન્ય દત્ત નામે પુત્રઃ-
ઉત્પન્ન થયો ગુણિયલ અતિ, જદા માંડ્યું ઘરસૂત્ર. ,, ૩૯
તે સ્વયંભુવ મન્વંતરે, પૂર્વ જન્મની માંય;
અગસ્ત્ય નામે જાણીતો હતો, જેણે સાહી સુરની બાંય. ,, ૪૦
હવાં પુલહ પ્રજાપતિએ કરી, ક્ષમા નામે પત્ની સાર;
ત્રણ પુત્ર તેણે ઉત્પન્ન કર્યા, તેનાં ગણાવું નામ આ વાર. ,, ૪૧
કર્દમ અર્વવીર સહિષ્ણુ છે, પુલહપુત્ર પાવન;
એ કર્દમવંશ વર્ણન કર્યો, હવાં આગળ સુણ્ય મહામન. ,, ૪૨
ઋતુથકી સન્નતિને વિષે, સાઠ સહસ્ર થયા સુત;
ઉર્ધ્વરેતા વાલખિલ્ય તે, જન્મ્યા ઋષિ અદ્‌ભુત. ,, ૪૩
વળી વસિષ્ઠને ઉર્જાથકી, થયા પુત્ર ઉત્પન્ન;
નામ ગણાવું હું તેહનાં, સુણ્ય તું થઇને પ્રસન્ન. ,, ૪૪

---

૩૩ લખી—જોઇને. અવતંસ—અલંકાર રૂપ.

રાજ ગાત્ર ઉર્ધ્વબાહુ ને, સબલ અનઘ સુજાણ;
સુતપા શુક્લ એ સાત છે, ઉર્જાપુત્ર પ્રમાણ. માર્કંડેય૦ ૪૫
તે સર્વે સપ્ત ઋષિ થયા, વિશ્વમાં વિખ્યાત;
વિધિનો પુત્ર વન્હિ સહી, તેની કહું હવે વાત. ,, ૪૬
સર્વથી મોટો એ હતો, તે વર્યો સ્વાહા નાર;
તેને મહાબલિષ્ટ પુત્ર ત્રણ થયા, કહું તેનો વિસ્તાર. ,, ૪૭
નામ પે'લાનું પાવક હતું, નામ બીજાનું પવમાન;
જળભક્ષક નામ ત્રીજાતણું, સહુ પવિત્ર ને મહાન. ,, ૪૮
વળી તેહની સંતતિ જે થઇ, છે તેનો અતિ વિસ્તાર;
પંચચત્વારિંશ વન્હિ વદ, પામે કોણ તેહનો પાર. ,, ૪૯
પંચચત્વારિંશ એ સહી, વળી ત્રણ પુત્ર પાવન;
પિતા ભેગો ગણાય છે, રોહિતાશ્વ ભગવન. ,, ૫૦
એકોનપંચાશત થાય સહી, એમ ગણતાં સંખ્યાય;
એ દુર્જય અગ્નિની ગણતરી, પુરાણમાંહે ગણાય. ,, ૫૧
વળી પિતામહે પિતૃ કર્યા, એવું પૂર્વે કહ્યું મેં સાર;
તેમનો વંશ વર્ણન કરૂં, સાંભળજે તું આ વાર. ,, ૫૨
તેમાં જે અનગ્નિક અને, સાગ્નિક કહેવાય;
તેને અગ્નિષ્વાત્તા બર્હિર્ષદ કહે, મહામોટા મુનિરાય. ,, ૫૩
તેમણે સ્ત્રી સ્વધા કરી, માંડિયું ઘરબાર;
સ્વધાથી મેના વૈધારિણી, થઇ ઉભય સુતા સાર. ,, ૫૪
તે ઉભય ગુણવતી મહામતિ, કરે બ્રહ્મવારતા રોજ;

---

૪૯ પંચચત્વારિંશ—પિસ્તાળીશ. ૫૦ પિતા ઇ૦—તેમનો પિતા જે ભગવન્ (ભગવાન) રોહિતાશ્વ (અગ્નિ) તે પણ તેમના ભેગો ગણાય છે અને એમ કુલ ૪૯ અગ્નિ થાય છે.

૫૩ અનગ્નિક—જેમણે અગ્નિ નહિ ધારણ કરેલો એવા. સાગ્નિક—જેમણે અગ્નિ ધારણ કરેલો એવા.

વળી યોગજ્ઞાત તેવી હતી, કરતી શુદ્ધ વિજ્ઞાન ખોજ. માર્કંડેય ૫૫
એમ સકળ ગુણ સંપન્ન તે, પ્રકાશિત થઇ પૂર;
એ વિધે દક્ષકન્યાતણો, વેલો વિસ્તર્યો શૂર. „ ૫૬
જે શ્રદ્ધાથકી કથા આ સુણે, થાય નર તે પ્રજાવાન;
ધન ધાન્ય મળી માન્ય થાય તે, વિશ્વ વિષે મહાન. „ ૫૭
આમાં કેયી કન્યાતણા, પુરાણી તમે પુત્ર ?
બાપ પ્રજાપતિવંશનો, પણ માંડું કોશુ ઘરસૂત્ર. „ ૫૮
સૂતપુરાણી શૂદ્રિણીતણા, જેહ પૂર્વજ પુરાણી દેવ;
તેણે કર્મે લાગી રહી, શૂદ્રજનકેરી સેવ. „ ૫૯

વલણ.

શૂદ્રજનની સેવ સાધો, કારણ તેહનું એહ રે;
ભટ પ્રેમાનંદ ભૂત જાણે, છે ભવિષ્ય નિઃસંદેહ રે. „ ૬૦

## કડવું ૧૧૦ મું.

રાગ ગોડી.

ક્રૌષ્ટુકિ કે' મહામુનિ, મુને સર્વ સુણાવ્યું ગુણી;
સ્વાયંભુવ મન્વંતર મુનિ ભાખ્યો, તેમાં ભાગ બાકી જે રાખ્યો. ૧
કહો તે મન્વંતરનું પ્રમાણ, તેમાંના દેવ દેવર્ષિ સુજાણ;
થયા કવણ રાજા તેમાં, ભાખો ઈંદ્ર જે ઉપન્યા એમાં. ૨
સર્વ સમ્યક્ પ્રકારે સિદ્ધ, કરો મુનિ જેહ પ્રસિદ્ધ;
મારી સુણવા ઇચ્છા અપાર, તો સર્વ સુણાવો આ વાર. ૩
માર્કંડેય કહે સુણ્ય તુંય, સર્વ વિસ્તારી ભાખું હુંય;
કહું મન્વંતર સંખ્યા પે'લી, કરચ દઢ મતિ તું વે'લી વે'લી. ૪
ઇકોતેર યુગ ઉપર કંઇ વર્ષ, છે મન્વંતર સંખ્યાનો ઉત્કર્ષ;
તે કહું માનવ ગણતરી રીતે, તે તું સાંભળ્ય પૂરણ પ્રીતે. ૫

જેહ અધિક સંખ્યા જાણ, અધુના તેનું કરીએ નહિ પ્રમાણ;
ત્રીશકોટિ સડસઠ લક્ષ, વીશ સહસ્ર વર્ષ કે' દક્ષ. ૬
એક મન્વંતરનું પ્રમાણ, એવું ગણી ગયા સુજાણ;
દેવસંખ્યા રીતે અષ્ટ લક્ષ, બાવન સહસ્ર રાખ્ય તું વક્ષ. ૭
વળી અધિક સંખ્યા સમાં વર્ષ, માન્યાં એક મન્વંતરનાં સહર્ષ;
પે'લા સ્વાયંભુવમનુ થયા, પછે સ્વારોચિષ મનુ કહ્યા. ૮
પછે ઔત્તમ મનુ જાણ, વળી તામસ રૈવત પ્રમાણ;
છઠા ચાક્ષુષ મનુ નામે, એમ ષટ્ મનુ કહ્યા આમે. ૯
અધુના વૈવસ્વત મનુ જાણ, વળી વદું ભવિષ્યના સુજાણ;
પંચ સાવર્ણિકને નામે, થાશે રૈચ્ય ભૌત્ય મનુ આ ધામે. ૧૦
જદા કરીશું મન્વંતરનું કથન, કહીશું તદા દેવ ઋષિ પાવન;
તેના ઇંદ્ર પિતૃઓ સર્વ, કરશું વિસ્તાર થાય જ્યમ ધ્રર્વ. ૧૧
હે દ્વિજ આ મન્વતર કેરી, અધુના મારી લે તું ફેરી;
વદું ઉત્પત્તિ લય વિસ્તાર, તે તું સાંભળજે આ વાર. ૧૨
ક્ષેત્ર કહું તેમનું જેહ, વળી સુત તેમનાનું તેહ;
તે તું સાંભળ્ય એકે મને, ઇચ્છા ઉપની કે'વા તને. ૧૩
સ્વાયંભુવ મનુને જાણ, દશ પુત્ર હતા પ્રમાણ;
તે હતા સ્વય સમાન, જેહ થઈ ગયા મોટા મહાન. ૧૪
જેઓએ સપ્ત દ્વીપવતી મહી, પર્વત સમુદ્રાકારવાળી સહી;
સર્વ પૃથ્વી પ્રતિવર્ષે, વ્યાપ્તમાન કરી ભોગવી હર્ષે. ૧૫
સ્વાયંભુવ મન્વંતરમાં તે પેર, ત્રેતાયુગારંભે આણી મેર;

---

૬ અધિક સંખ્યા—૧૮૫૧૪૨૮૪/૭ વર્ષ. ત્રીશ ૪૦—એ સખ્યામાં અધિક સંખ્યા મેળવતાં ૩૦૮૫૭૧૪૨૮૪/૭ વર્ષ એક મન્વંતરનાં થાય છે.

૮ અધિક સંખ્યા—૫૧૪૨૮/૭ દેવનાં વર્ષ ૧૨ ફેરી મારી લે—અર્થાત્ દૃષ્ટિ કરી જો. ૧૩ ક્ષેત્ર—ઉત્પત્તિસ્થાન.

સ્વાયંભુવના પાત્રે સાર, પ્રિયવ્રતપુત્રોએ નિરધાર. ૧૬
સઘળી જગતી કરી વ્યાપ્તમાન, થઇ ગયા નૃપ તે મહાન;
પ્રિયવ્રતથી પ્રજાવતીમાં, કન્યા ઉપની તે મહામતિમાં. ૧૭
તે કન્યા પ્રજાપતિકર્દમને આપી, મહામહતા મુનિની માપી;
થયા પ્રિયવ્રતને દશ પુત્ર, થઇ બે કન્યા કરતાં ઘરસૂત્ર. ૧૮
બે થઇ પ્રિયવ્રતકેરી કન્યા, તેના દશ ભ્રાત ઉપન્યા ધન્યા;
થયા તેહ પ્રજાપતિ સમાન, સ્વરૂપે ને ગુણે મહાન. ૧૯
સુણય નામ તેમનાં તુંય, સર્વ વિસ્તારી ભાખું હુંય;
આગ્નીધ્ર ને મેધાતિથિ, વપુષ્માન્ જન્મ્યો શુભ તિથિ. ૨૦
જ્યોતિષ્માન ને ધુતિમાન્ , ભવ્ય સવન સપ્ત મહાન;
મેધા અગ્નિ ને બાહુમિત્ર, ત્રણ એ મળી દશ તન પવિત્ર. ૨૧
દશમાંથી ત્રણ જે છેલ્લા, થયા ભાગ્યશાળી જાતિસ્મર વે'લા;
યોગપરાયણ થયા પૂર, તેમને રૂચ્યો નવ ધર્મ શૂર. ૨૨
રાજ્ય ત્યાગી ગયા વનમાંય, જઇ હરિ આરાધ્યા ત્યાંય;
પ્રિયવ્રત નૃપ નિર્વાણ, તેણે સપ્ત પુત્ર જાણ્યા સુજાણ. ૨૩
તેમને ધર્મવડે વેંચો આપ્યું રાજ્ય, સોંપ્યું સપ્તને સપ્ત દ્વીપકાજ;
સપ્ત દ્વીપનો રાજ્યાભિષેક, કરી વેંચી આપ્યો વિભાગ વિવેક. ૨૪
તે કોને આપ્યો કેવો, તેહ જણાવું જાણું જેવો;
જે જે દ્વિપનો જે નૃપાળ, તેને કહ્યું તું તારો સંભાળ. ૨૫
આગ્નીધ્રને કહ્યું બાપે, જંબુદ્વીપ તું પાળ પ્રતાપે;
મેધાતિથિને વદી વાણ, પ્લક્ષદ્વીપ નૃપ કર્યો પ્રમાણ. ૨૬
વપુષ્માન્‌ને શાલ્મલિ દ્વીપ, આપી આનંદ્યો મહીપ;
જ્યોતિષ્માન્‌ને કુશદ્વીપકેરો, નૃપવર કર્યો અનેરો. ૨૭

---

૨૨ જાતિસ્મર—પૂર્વજન્મની વાત જેમને સાંભરે એવા.

કોંચદ્વીપનો દ્યુતિમાન, કરો દીધો રાય મહાન;
ભવ્યને શાકદ્વીપ ભૂપાળ, કર્યો પ્રિયવ્રતે થઇ કૃપાળ. ૨૮
સવનને પુષ્કરદ્વીપ આપ્યો, અધીપતિ તેને કરી ત્યાં થાપ્યો;
હવાં કહું સવનનાં સંતાન, તેના બે સુત થયા અઘવાન. ૨૯
મહાધાતકી પાતકી પૂરા, એકે વાતે જે ન અધૂરા
તેમને સર્વને નિર્વાણ, પુષ્કરદ્વીપ વેંચી આપ્યો જાણ. ૩૦
બે વિભાગે આપ્યા વેંચી, લેતા એકમેકકેરૂં તે ખેંચી;
હવાં ભવ્યના સુત જે સાત, તેનાં નામ કરૂં વિખ્યાત. ૩૧
જલદકુમાર ને સુકુમાર, મનીવક ને કુશોત્તર સાર;
મેધાવી ને મહાદ્રુમ જાણ, થયા તે પિતા મને પ્રમાણ. ૩૨
શાકદ્વીપના કરી વિભાગ, વેંચી આપ્યા ભવ્યે ધરી અનુરાગ;
તે સુત પ્રતાપવાન મહાન, તેણે પડયાં ભાગનાં શાં અભિધાન. ૩૩
જેહ કુંવરકેરાં નામ, તેવાં નામ ભાગનાં પડિયાં આમ;
જલદખંડ કુમારાદિક, એવાં નામ પડયાં ઠીકાઠીક. ૩૪
દ્યૂતિમાનકેરા સાત સુત, તેનાં નામ પડયાં મહાપૂત;
કુશલ મનુગ ઉષ્ણ પ્રાકર, અર્થકારક મહામુનિવર મુનિ. ૩૫
સપ્તમો પુત્ર દુંદુભિ નામ, હતા સર્વે જણ મહાધામ;
તે સાતને ધ્રુતિમાને, ક્રૌંચદ્વીપ વેંચી દીધો માને. ૩૬
તેથી ખંડ થયા તેના જેહ, સુત નામે ઓળખાયા તેહ;
કુશદ્વીપમાં જ્યોતિષ્માન્, હતો જેહ રાજા મહાન. ૩૭
તેના પુત્રના નામથી ખંડ, વે'ચી દેતાં પ્રસિદ્ધ પ્રચંડ;
થયા અવનિમાં વિખ્યાત, કહું તેના સુતનાં નામની વાત. ૩૮
ઉદ્દ્ભિદ વૈષ્ણવ સુરથ લંબન, ધૃતિમત્ પ્રાકર કપિલ પાવન;
શાલ્મલિપતિ વપુષ્માન, તેના સાત પુત્ર થયા મહાન. ૩૯
તેનાં નામ ગણાવું આજ, એ તો સર્વે તારે કાજ;

શ્વેત હરિત જીમૂત રોહિત, વિદ્યુત માનસ નામ પ્રતીત. ૪૦
નામ સાતમાનું કેતુમાન, થયા ખંડ તેને નામે ગુણવાન;
પ્લક્ષદ્વીપપતિ મેધાતિથિ જેહ, તેના સુત સાત સુણ્ય તેહ. ૪૧
તે સુતનાં નામ પરથી નિર્વાણ, પ્લક્ષદ્વીપ સપ્તખંડ પ્રમાણ;
નામ ખંડ પે'લાનું શાકભવ, શાકભવ હતો તેનો ધવ. ૪૨
ખંડ શિશિર સુખોદય બીજો, આનંદ શિવને નામે રીઝો;
ક્ષેમધ્રુવ મળીને સાત, કહી માંડી સર્વે મેં વાત. ૪૩
પ્લક્ષદ્વીપથી માંડી કરી, શાકદ્વીપાંત જોવો ફરી;
એમ ફરતાં થાશે દ્વીપ પંચ, તેમાં કરચ સામાન્ય નીમનો સંચ. ૪૪
અહિંસક વિધિ વદતો જણાશે, નિત્ય સ્વાભાવિકતા ભણાશે;
વર્ણાશ્રમ વિભાગનો જે ધર્મ, તેનાં જણાશે સમ્યક્ કર્મ. ૪૫
અહો દ્વિજસત્તમ સાંભળ્ય તુંય, આગ્નીધ્રની કથા કહું હુંય;
પ્રિયવ્રતે જંબુદ્વીપ તેને આપ્યો, ત્યાંનો ધણી કરી તેને થાપ્યો. ૪૬
તેને નવ પુત્ર થયા ઉત્પન્ન, પ્રજાપતિ જોઇ થયા પ્રસન્ન;
કાં કે પોતા જેવા હતા તેહ, ગુણરૂપ બળમાં નહિ સંદેહ. ૪૭
તેમાં સર્વથી મોટો જેહ, તેનું નામ નાભિ નિઃસંદેહ;
કિંપુરૂષ તેનાથી નાનો, ત્રીજો સુત હવિર્વર્ષને માનો. ૪૮
ચોથો ઇલાવૃત્ત પ્રમાણ, પાંચમો વશ્ય હતો સુજાણ;
છઠો હિરણ્ય નામે હતો, સાતમો કુરૂ નામે થયો છતો. ૪૯
અષ્ટમાનું ભદ્રાશ્વ એવું નામ, નવમો કેતુમાલ મહાધામ;
તેમના નામપરથી નિર્વાણ, પડયાં ખંડકેરાં નામ સુજાણ. ૫૦
હિમખંડ વિનાના જે ખંડ, કિંપુરૂષાદિક નામ પ્રચંડ;
(તેમાં) સુખસિદ્ધિ મળે વિણ યત્ને, સ્વાભાવિક જોઇ આપે કો પ્રયત્ને. ૫૧
ત્યાં વિપર્યય નહિ કોઇ વાતે, નહિ જરા મૃત્યુ ભય પ્રખ્યાતે;

૪૨ ધવ—ધણી.

નથી તેમાં ધર્માધર્મ વિચાર, ઉત્તમ મધ્યમ અધમ અપાર. ૫૨
એવા ભેદ નથી તે માંહી, સુખ દર્શે જ્યાંહી ત્યાંહી;
ભિન્નભિન્ન ચાર યુગસ્થિતિ, નથી ઋતુ બદલાયાની પ્રતીતિ. ૫૩
મૂળે નવ ઋતુ તેણે ઠામ, તદા ફેરફાર વસે કોણ કામ;
હે દ્વિજસત્તમ સાંભળ્ય હવાં, ચરિત્ર વર્ણવું નવાં નવાં. ૫૪
આગ્નીધ્રના સુતને જાણ, સુત ઋષભ થયો પ્રમાણ;
નાભિકેરો ઋષભ સુત, તેને સો પુત્ર થયા મહાપૂત. ૫૫
તેમાં શ્રેષ્ઠ ભરત ભૂપાળ, મહાપરાક્રમી ને દયાળ;
ઋષભે કરી ભરતને રાજ્યાભિષેક, સંસાર ત્યાગનો કર્યો વિવેક. ૫૬
પછે તે ગયો પુલહાશ્રમ જાણ, ત્યાં જઇ તપ કર્યું નિર્વાણ;
હિમાભિધાન દક્ષિણનો ખંડ, આપ્યો'તો ભરતને પિતાએ પ્રચંડ. ૫૭
તે પરથી ભરતખંડ નામે, થયો પ્રખ્યાત ખંડ વિરામે;
તે ભરતને સુમતિ અભિધાને, ધાર્મિક પુત્ર થયો મતિમાને. ૫૮
કરી તેને રાજ્યાભિષેક, ગયો ભરત વને ધરી ટેક;
તેમના પુત્રપૌત્રોએ જાણ, વળી પ્રિયવ્રતપુત્રોએ પ્રમાણ. ૫૯
જેના છે સાત દ્વીપ મહાન, તેવી પૃથ્વી ભોગવી ગુણવાન;
તે સમે સ્વાયંભુવમન્વંતર, તે તો હતો સર્વથી મહાવર. ૬૦
હે દ્વિજસત્તમ સાંભળ્ય તુંય, વળી સાંભળવું બીજું શુંય;
પૂર્વ મન્વતરકેરી જાણ, સ્વાયંભુની સૃષ્ટિ કહી નિર્વાણ. ૬૧
સમ્યક પ્રકારે ભાખ્યું સર્વ, હવાં થાય શેણે તારો ધર્વ;
જે જે પૂછવાની ઇચ્છાય, તે તું પૂછ્ય કહું મહાકાય. ૬૨
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, મન્વંતરકથન પ્રાકૃત વાણે;

---

૫૭ હિમાભિધાન—હિમનામે—હિમખંડ.

ત્રિપંચાશોધ્યાય થયો પૂરો, ભાવાર્થ રાખ્યો નથી અધૂરો;
(હવાં) જોઇએ ખબર પુરાણીકેરી, જે પુરાણી વેળાની ખખળી ડેરી. ૬૩
તેમાં પેશી પાવન કેમ થઇએ, તેના કર્તુકના ગુણ ગઇએ;
નવ પુરાણીઓની પેઠે કરૂં, ભાગવત ખોટું ખરૂં ઉચરૂં. ૬૪
નહિ ઘણા શ્રોતાનું મારે કામ, જ્યાં ત્યાં ગાવા મારે સુંદરશ્યામ;
જન રીઝે તો ઉદર ભરાય, એવી અધમને આશ થાય! ૬૫

### વલણ.

અધમને થાય આશ એવી, જે જન રીઝે પેટ ભરાય રે;
જન પ્રેમાનંદ કાંઈ ન જાણે, ગુણ હરિ હર વિધ્નિના ગાય રે.૬૬

## કડવું ૧૧૧ મું.

### રાગ ધનાશ્રી.

ક્રૌષ્ટુકી પ્રશ્ન કરે દ્વિજરાજ જી, દ્વીપ સમુદ્ર ભાખો આજ જી.
કહો કેટલા નગ દેશ ને નદી જી, તે સમજાવો મુને વદી જી. ૧

### ઢાળ.

વદી સર્વે વિપ્ર મુજને, કરો કૃતારથ દેવ;
મહાભૂતનું પ્રમાણ ભાખો, લોકાલોકઘેર તતખેવ. ૨
પરિમાણ ને ગતિ ચંદ્ર ભાનુની, એ સર્વ કહો વિસ્તારી;
માર્કંડેય મુનિ ઉચ્ચર્યા તવ, તું સુણ્ય દ્વિજ આ વારી. ૩
પૃથ્વીનો વિસ્તાર છે, પંચાશ કોટિ જાણ;
સ્થિતિ રીતિ તેની ભાખું, સહુ તુજને સુજાણ. ૪

---

૬૩ ત્રિપંચાશો—ત્રેપનમો. ૨ લોકાલોકઘેર–લોકાલોક નામે મર્યાદા-પર્વતનો ઘેરાવો. ૩ પરિમાણ– માપ.

૮૦

